* પ્રકાશક *

શ્રી નમસ્કાર મહામંત્ર આરાધક મંડળ,

મહાવીર નગર, ઝવેરી સડક,

બંગલા નં. ૨૬,

નવસારી (ગુજરાત)

卐

વીર સં. ૨૫૦૦

વિ. સં. ૨૦૩૦

નકલ ૧૦૦૦

મૂલ્ય રૂા. ૭-૫૦

ॐ અર્હં નમઃ ।

# અ રિ હં ત–ભ ક્તિ

## પ્રસ્તાવના



શ્રી અરિહંત પરમાત્માની ભક્તિનો મહિમા દર્શાવતા શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે—

भत्तीए जिणवराणं, परमाए खीणपिज्जदोसाणं।
आरोग्ग-बोहिलाभं, समाहि-मरणं च पावेंति ॥१॥

અર્થઃ—જેમના રાગ-દ્વેષ ક્ષીણ થયા છે, તેવા વીત-રાગ જિનેશ્વરોની અર્થાત્ શ્રી અરિહંત પરમાત્માની પરમ ભક્તિ કરવાથી આરોગ્ય અને બોધિનો લાભ થાય છે, તથા સમાધિયુક્ત મરણ પામી શકાય છે.

ઉત્તમ સામગ્રીપૂર્વકનો અતિદુર્લભ એવો મનુષ્ય-જન્મ પ્રાપ્ત કરીને જો કોઈ ઉત્તમમાં ઉત્તમ વસ્તુ પ્રાપ્ત કરવા જેવી હોય તો તે ઉપરોક્ત ગાથામાં બતાવેલ આરોગ્ય, બોધિલાભ અને સમાધિમરણ છે.

અહીં આરોગ્ય શબ્દથી મુખ્યપણે આત્માના ભાવ આરોગ્ય સ્વરૂપ મોક્ષને સમજવાનું છે અને ગૌણપણે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક એમ ત્રણે પ્રકારનું આરોગ્ય સમજવાનું છે.

વાત, પિત્ત અને કફનો ઉપદ્રવ ન હોવો એ શારીરિક આરોગ્ય છે. દરેક વસ્તુનો સમતોલપણાથી વિચાર કરતાં આવડવો અને તેમાંના સત્ અને અસત્ અંશોને જુદા પાડતાં આવડવા એ માનસિક આરોગ્ય છે અને મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને કષાય આદિનો અભાવ હોવો એ આધ્યાત્મિક આરોગ્ય છે.

બોધિલાભથી મુખ્ય રીતિએ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ સમજવાની છે અને પરંપરાએ સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ સમજવાની છે. અને સમાધિમરણનો અર્થ છે ચિત્તની સમાહિત સ્થિતિપૂર્વકનું મૃત્યુ. અર્થાત્ પંડિતમરણ. આવું પંડિતમરણ એકવાર પણ જો પ્રાપ્ત થઈ જાય તો અનંત જન્મ-મરણનો અંત આવી જાય છે. તે છેલ્લું મૃત્યુ બની જાય છે. અને આત્મા હંમેશને માટે અજર અમર બની જાય છે.

આ રીતે શ્રી અરિહંત પરમાત્માની ભક્તિ એ આત્માના અંતિમ કલ્યાણના મૂલભૂત ભાવ આરોગ્ય સ્વરૂપ મોક્ષ અને તેના કારણરૂપ બોધિ અને સમાધિનું પરમ કારણ હોવાથી તમામ જ્ઞાની પુરૂષોએ તેને એકી અવાજે વખાણી છે.

જો કે શ્રી અરિહંત પરમાત્માની ભક્તિનું સ્વરૂપ

સુપાત્ર આત્મા–પછી ભલે તે ઓછું ભણેલ હશે કે વધારે ભણેલ હશે પણ આ પુસ્તકમાંથી તે પ્રભુભક્તિવિષયક કંઇ ને કંઇ પ્રેરણા જરૂર મેળવી શકશે એવી અમને આશા છે. એક જ પુસ્તકમાં ભક્તિવિષયક વિવિધ સામગ્રીનો વિપુલ પ્રમાણમાં સમાવેશ થયેલો હોવાથી આ પુસ્તક વિવિધ ભૂમિકાવાળા અનેક જીવોને પોતાની ભૂમિકા અનુસાર ઉપયોગી નીવડશે એમાં શંકા નથી.

આપણા હૃદયમાં પ્રભુજીને કેવી રીતે પધરાવવા અને આપણું હૃદય પ્રભુભક્તિથી કેવી રીતે વાસિત કરવું એ અંગેની વિવિધ રીતો બહુ જ સરળ રીતે આ પુસ્તકમાં દાખલ કરવામાં આવી છે.

પ્રભુભક્તિનો મહિમા કેટલો અદ્ભુત અને અચિંત્ય છે તે વાત જૈનશાસન પામેલ કોઇપણ શુદ્ધ આત્માથી અજાણ નથી અને તેથી જ પ્રભુભક્તિને મુક્તિની દૂતિ તરીકે બિરદાવવામાં આવી છે અને પ્રભુભક્તિ એ શાશ્વત સુખનું સાચું લોહચુંબક છે એમ પણ કહેવામાં આવ્યું છે.

પરમલાભનું કારણ બને છે માટે તારી ભક્તિ મળે તો કલિકાળ પણ મને માન્ય છે. આવો પ્રભાવ પ્રભુભક્તિનો છે.'

યોગ અને અધ્યાત્મ વિષયના મહાન અનુભવી પૂ. ઉપાધ્યાયજી મહારાજ શ્રીયશોવિજયજી મ. પણ પોતાની એક ગૂર્જર કૃતિમાં ફરમાવે છે કે—

મુજ હોજો ચિત્ત શુદ્ધ ભાવથી, ભવોભવ તાહરી સેવરે;
યાચીયે કોડી જતને કરી, એહ તુજ આગળે દેવ રે.

તેઓશ્રીની ઉપરોક્ત ઉક્તિ આપણા સૌના માટે એક સરખી ઉપયોગી છે. અને પ્રતિદિન અરિહંત પરમાત્મા પાસે પ્રાર્થના કરવા લાયક છે.

મંડળ તરફથી અગાઉ પ્રગટ થયેલ 'આધ્યાત્મિક પદો' (અર્થ સહિત) તથા 'આરાધના ગ્રંથ'ની જેમ અરિહંત-ભક્તિ નામનું આ પુસ્તક પણ સૌને પ્રેરણાદાયક બનશે એવી આશા છે.

કોઇ એકાદ ખપી આત્માને પણ આ પુસ્તક પ્રેરણા-રૂપ બનશે તો પણ અમારો આ પ્રયત્ન સફળ થયેલો ગણીશું.

બી. પી. પ્રેસના માલિક ભાનુચંદ્રભાઇ અને પં. શ્રી કપૂરચંદભાઇએ આ પુસ્તક પ્રગટ થવાના કાર્યમાં જે ઉત્સાહ દાખવ્યો છે તે ખાસ નોંધપાત્ર છે.

—બાબુભાઇ કડીવાળા

# વિષયાનુક્રમ

## અરિહંતપદ ધ્યાન.

અરિહંતપદ ધ્યાતો થકો, દવ્વહ-ગુણ-પજ્જાય રે;
ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે. ૧

અર્થઃ—દ્રવ્ય, ગુણ અને પર્યાયથી શ્રી અરિહંત પરમાત્માનું ધ્યાન કરનાર આત્મા પોતાની અને અરિહંતની વચ્ચે જે ભેદ છે, તે ભેદનો છેદ કરી પોતે પણ અરિહંતસ્વરૂપ બને છે.

### જૈનશાસનનું પરમરહસ્ય.

ભાવાર્થઃ—પૂ૦ ઉપાધ્યાયશ્રી યશોવિજયજી મહારાજની વાણી સર્વ-નય-સંપન્ન છે. તેઓશ્રીએ રચેલો ઉપરનો શ્લોક ઘણા જ ઉંડાણવાળા અર્થથી ભરેલો છે. સમગ્ર જૈન પ્રવચનનું તેમાં પરમરહસ્ય છુપાયેલું છે. સાદી અને સરલ ભાષામાં તેમાં ધ્યાનવિષયક અતિમહત્ત્વની પ્રક્રિયા તેઓશ્રીએ સુંદર રીતે ગુંથી આપી છે.

### ધ્યાતા-ધ્યેય અને ધ્યાનનું સ્વરૂપઃ—

પ્રથમ તો આ શ્લોકને સમજવા માટે ધ્યાતા, ધ્યેય અને ધ્યાનનું સ્વરૂપ જાણવું જોઇએ આ ધ્યાતા, ધ્યેય અને ધ્યાનરૂપ ત્રિપુટીનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

(૧) સમ્યગ્દર્શનના પરિણામયુક્ત અર્થાત્ વિવેકી અંતરાત્મા—જે ધ્યાન કરનારો આત્મા તે ધ્યાતા કહેવાય.

(૨) આઠે કર્મોનો જેમણે ક્ષય કર્યો છે, તે સિદ્ધ પરમાત્મા અથવા ઘાતીકર્મ જેમના ક્ષીણ થયા છે, તે અરિહંત પરમાત્મા ધ્યાન કરવા યોગ્ય ધ્યેય કહેવાય.

(૩) અંતરાત્માની પરમાત્મામાં એકાગ્રતાની બુદ્ધિ અર્થાત્ તે સિવાય બીજો કોઇ વિચાર નહિં, જેમ ધનુર્ધર જ્યારે નિશાન બરાબર તાકે ત્યારે પોતાના લક્ષ સિવાય તેને બીજા કશાનું ધ્યાન ન રહે, તેમ પોતાનો એકાગ્રતાપૂર્વકનો ઉપયોગ પરમાત્મામાં જોડવો તે ધ્યાન કહેવાય.

## સમાપત્તિનું સ્વરૂપ.

આ ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની જ્યારે એકતા થાય છે. ત્યારે તેને **સમાપત્તિ** કહેવાય છે. અર્થાત્ પોતાના સ્વચ્છ અંતરાત્મામાં તે વખતે પરમાત્મભાવનું પ્રતિબિંબ પડે છે. તે પ્રતિબિંબને સમાપત્તિ કહેવામાં આવે છે. તેમાં ઉપયોગથી અર્થાત્ ધ્યાનથી પરમાત્માની સાથે હાર્દિક સ્પર્શના થાય છે.

જેમ નિર્મળ આરિસામાં તેની સામે જેવો પદાર્થ મૂકવામાં આવે, તેનું જ પ્રતિબિંબ તેનામાં પડે છે, તેમ જે આત્માએ કર્મમલ અર્થાત્ ચિત્તમલ દૂર કર્યો છે, તે આત્મા સ્વચ્છ—નિર્મલ આરિસા જેવો બને છે અને તેમાં

ધ્યાન વખતે પરમાત્મભાવનું પ્રતિબિંબ પડે છે. " જે જેનું ધ્યાન ધરે, તે તેના જેવો થાય " એ નિયમથી અંતરાત્મા તે વખતે પરમાત્મા જેવો બને છે.* આ સમાપત્તિ થાય છે, તે વખતે પોતાની અને પરમાત્માની વચ્ચે જે ભેદની રેખા છે, તે ભૂંસાઈ જાય છે અને ધ્યાતા પોતે પણ ધ્યેય-અરિહંત સ્વરૂપ બને છે.

## તીર્થંકરપદની પ્રાપ્તિ.

આત્મામાં જ્યારે આવી સમાપત્તિ થાય છે, ત્યારે તેનું પ્રથમ ફળ અતિ પવિત્ર એવા તીર્થંકર નામ કર્મના બંધની પ્રાપ્તિ રૂપ થાય છે. અને તેના વિપાક કાળે સાક્ષાત્ તીર્થંકર પદની પ્રાપ્તિ રૂપ " સંપત્તિ " નામનું ફળ પ્રાપ્ત થાય છે.

## શ્રી અરિહંતભક્તિનો અચિંત્ય પ્રભાવ.

સમાપત્તિનું આટલું બધું મહાન ફળ જીવને પ્રાપ્ત થાય છે, તેનું પણ મૂળ કારણ અરિહંતભક્તિ છે. તે માટે પૂ૦ ઉપાધ્યાયજી મહારાજ એક સ્થળે ફરમાવે છે કે:—

" જે સંસર્ગ-અભેદારોપે, સમાપત્તિ મુનિ માને;
તે જિનવરગુણ થુણતાં, જ્ઞાન-ધ્યાન લય તાને ॥ "

તેનો ભાવાર્થ એ છે કે અંતરાત્માને વિષે પરમાત્માના

---

* જ્ઞાનવિમલ પ્રભુ ધ્યાનથી, જિન ઉપમા આવે.
શ્રી જ્ઞાનવિમલસૂરિજી મ૦

સ્વરૂપ છે તેનો નિશ્ચય કરે છે. આનું જ નામ આત્માની ઓળખાણ છે, અથવા દ્રવ્ય-ગુણ-પર્યાયથી જ્ઞાન અને ધ્યાન છે.

જે અરિહંતને ઓળખે છે, તે
આત્માને ઓળખે છે.

જન્મથી જ ઘેટાના ટોળામાં ભળી ગયેલું સિંહનું બચ્ચું જેમ ભ્રાંતિથી પોતાને પણ ઘેટા જેવું કલ્પી લે, તેમ જીવ પોતે અનંત શક્તિનો માલિક હોવા છતાં અનાદિ અજ્ઞાનતાના યોગે પોતાને તદ્દન નિર્માલ્ય માની, જન્મ મરણની અનેક પ્રકારની કર્મજનિત લાતમારીઓ ભોગવી રહ્યો છે. જેમ તે સિંહના બચ્ચાને કોઈ વખતે બીજા સિંહનું દર્શન થવાથી, સિંહની ગર્જના સાંભળવાથી, સિંહ તરફથી અન્ય કોઈ પ્રેરણા મળવાથી અને બારીકાઈથી જોતાં પોતામાં પણ બધાંજ લક્ષણો સિંહના છે પણ ઘેટાનાં નથી, એવો

અને પોતે ધ્રુવ સમી સ્થિર બની જાય છે. આ રીતે જે અરિહંતને ઓળખે છે, તે આત્માને ઓળખે છે અને આત્માની ઓળખાણ થવા પછી મોહ એટલે અજ્ઞાન નાશ પામે છે

## અજ્ઞાન એટલે
## પોતાના સહજ સ્વરૂપનો અસ્વીકાર.

અજ્ઞાન એટલે પોતાના સહજ સ્વરૂપનો અસ્વીકાર અથવા પોતાના સહજ સ્વરૂપનું વિસ્મરણ. આ રીતે આત્માના સ્વરૂપને ભૂલી જવાથી આત્માએ અનંત કાળથી અનંત દુઃખ અનુભવ્યું છે અને તે દુઃખ આત્માના જ્ઞાનથી જ ટળી શકે છે. આત્માના જ્ઞાન સિવાય કરોડો કલ્પ સુધી ગમે તેવા આકરા ઉપાયોથી પણ તે દુઃખ ટળતું નથી. તે અજ્ઞાન અને મિથ્યાજ્ઞાનરૂપી મોહ અરિહંતના ધ્યાનરૂપી પ્રકાશથી ટળે છે. અરિહંતના ધ્યાનથી પ્રથમ પોતાના શુદ્ધ નિર્મળ સ્વરૂપનો રુચિમાં અને જ્ઞાનમાં સ્વીકાર થાય છે અને પછી ધ્યાનમાં આગળ વધતાં-વધતાં એક વખત અંતે ધ્યાતા પોતે ક્ષાયિકભાવે ધ્યેયસ્વરૂપ બની જાય છે. એજ વસ્તુને ખ્યાલમાં રાખીને " ભેદ છેદ કરી આતમા, અરિહંત રૂપી થાય રે. " એમ કહેવામાં આવ્યું છે.

## પરમાત્મપદપ્રાપ્તિની અમોઘ પ્રક્રિયા.

જેમ ચોંસઠ વખત પુટ આપવાથી અભ્રકભસ્મ મહાન રસાયણ બની જાય છે, તેમ વારંવાર આત્મામાં

અરિહંતપ્રભુના ધ્યાનરૂપી પૂટ આપવાથી, અથવા આત્માને અરિહંતના ઉપયોગમાં સ્થિર કરવાથી, આત્મામાં વારંવાર એનું જ સ્ફૂરણ ચાલુ રહેવાથી, તેના ચિંતનમાં જ સુસ્થિર એકાકાર, એકતાન, લયલીન થવાથી એક દિવસ આત્મા પોતેજ પરમાત્મ સ્વરૂપ બની જાય છે. પરમાત્મપદ પ્રાપ્તિની આ અમોઘ–કદિ પણ નિષ્ફળ ન જાય તેવી પ્રક્રિયા છે. શાસ્ત્રમાં તેને ઇલિકા–ભ્રમરી–ન્યાય દ્વારા પણ સમજાવવામાં આવેલ છે. ભ્રમરીનું ધ્યાન કરવાથી જેમ ઇયળ ભ્રમરીસ્વરૂપ બને છે, તેમ પરમાત્માનું સતત ધ્યાન કરનાર આત્મા પણ પરમાત્મસ્વરૂપ બને છે.

આવું ધ્યાન પ્રાપ્ત કરવા માટે તેના પાયામાં બીજી પણ ઘણી યોગ્યતા કેળવવી પડે છે. અને એ બધો વિધિસર અભ્યાસ થયો હોય તોજ ઉપર કહ્યું છે તેમ ચિત્ત ધ્યાનમાં એકાગ્ર બને છે, અને તેવા ચિત્તમાં જ પરમાત્મસ્વરૂપનું પ્રતિબિંબ પડે છે. તેથી અહીં નીચે ધ્યાનાભ્યાસના માર્ગમાં પ્રવેશ કરવા માટે તથા તેમાં સ્થિરતા પ્રાપ્ત કરવા માટે જરુરી એવી કેટલીક ઉપયોગી બાબતો જણાવીએ છીએ.

## ક્રિયાભ્યાસ એ ધ્યાનનો પાયો છે.

મકાનનો પાયો જેટલો મજબૂત હોય તેટલું મકાન વધુ સલામત ગણાય છે. અને તેમાં વસવાટ કરનાર વધુ નિર્ભય રહે છે, તેમ ધ્યાનમાર્ગમાં ક્રિયાભ્યાસ એ પાયાના સ્થાને છે. તેથી ધ્યાનમાં પ્રવેશ અને પ્રગતિ કરવાની ઇચ્છા રાખનારે પોતાના જીવનમાં નીતિ, ન્યાય,

દયા, દાન, મૈત્રી, પ્રમોદ, પ્રેમ, પરોપકાર, પ્રભુદર્શન-પૂજનાદિ ક્રિયાઓનો અભ્યાસ સતત અને નિયમિત રીતે ચાલુ રાખવો જરૂરી છે.

તે ઉપરાંત ગુરૂઉપદેશશ્રવણ-મનન તપ-જપ-વ્રત-નિયમ-સ્વાધ્યાય-સંતોષ-સામાયિક-પ્રતિક્રમણ, આસન અને ધારણાદિના અભ્યાસમાં પણ યથાશકિત પોતાનું વીર્ય ફોરવવા સદા સજ્જ રહેવું જરૂરી છે. અને ખાસ કરીને તમામ પ્રવૃત્તિમાં ઔચિત્યનું પાલન, ગુણવંતનું પારતંત્ર્ય અને પ્રજ્ઞાપનીયપણું આ ત્રણ ગુણોને આત્મસાત્ કરવા સવિશેષ ઉદ્યમશીલ રહેવું જોઇએ.

ઔચિત્યપાલન એ ધ્યાનમાર્ગની સૌથી પ્રથમ શરત છે. ઔચિત્યના પાલન વિના ધ્યાનમાર્ગમાં પ્રગતિની વાત તો દૂર રહી પણ પ્રવેશ પણ થઇ શકતો નથી. ઉચિત આવશ્યક કોઇપણ કાર્ય ન સીદાય અને ઉપકારી તથા વડીલ વર્ગને શકય સંતોષ આપીને તેમના હાર્દિક આશીર્વાદ પ્રાપ્ત કરીને અને પોતાથી નાનાઓને પ્રસન્ન રાખીને તથા બીજા પણ પરિચયમાં આવતા સૌની સાથે ઔચિત્યપૂર્વકનો વ્યવહાર જાળવવાપૂર્વક ઉચિત સમયે જ્યારે ધ્યાનનો પ્રારંભ કરવામાં આવે છે, ત્યારે તેમાં સરળતાપૂર્વક પ્રવેશ થઇ શકે છે. કારણ કે ઔચિત્ય-પૂર્વક સત્ક્રિયાઓના પાલનદ્વારા ધ્યાનમાં બાધક એવા મળ, વિક્ષેપ આદિ દોષો પ્રતનું અર્થાત્ પાતળા પડે છે.

પ્રાપ્ત થશે. " *

ચિત્ત પ્રસન્નતાનો આ બધો પ્રભાવ વાણીથી ન વર્ણવી શકાય તેવો ગહન છે. યોગિઓને આ જગતમાં સૌથી વધુ સુખી ગણવામાં આવે છે, ત્યાં પણ તેમને જે સુખ હોય છે, તે ચિત્તસ્વાસ્થ્યના ઘરનું જ સુખ હોય છે.

આ ચિત્ત પ્રસન્નતા અકસ્માત પ્રાપ્ત થતી નથી, પણ ઉપર કહ્યું છે, તેમ જિનાજ્ઞાપાલનના પરિણામપૂર્વક દીર્ઘ કાલ સુધી આદરપૂર્વક ક્રિયા યોગના અભ્યાસથી જ સુલભ બને છે. શ્રી જિનાજ્ઞાપાલનના પરિણામે શીઘ્ર ચિત્ત પ્રસન્નતા પ્રગટે છે. ચિત્ત પ્રસન્નતાનો એ રાજમાર્ગ છે. ધર્માનુષ્ઠાનનો કોઈ વાસ્તવિક માપ દંડ હોય તો તે ચિત્ત-પ્રસન્નતા છે. શ્રી જિનાજ્ઞાપાલનપૂર્વક એક નાનામાં નાની ક્રિયા થાય તો પણ ચિત્તપ્રસન્ન થયા વિના રહે નહિં. ધર્માનુષ્ઠાન કરવા છતાં પણ જ્યાં સુધી ચિત્તપ્રસન્નતા પ્રગટે નહિં ત્યાં સુધી સમજવું કે ક્યાંક ને ક્યાંક જિનાજ્ઞા-પાલનમાં ખામી રહી ગઈ છે. જિનાજ્ઞાનું પાલન થાય અને ચિત્તપ્રસન્ન ન બને એ કદિ પણ બને જ નહિં. જિનાજ્ઞા-

પાલનનું રોકડું તાત્કાલિક ફળ ચિત્તની પ્રસન્નતા છે. અને પરંપરક ફળ સ્વર્ગ અને મોક્ષ છે.*

## ધ્યાન માટેનું પુષ્ટાલંબન.

આ નિબંધમાં મુખ્ય વિષય ધ્યાનનો છે તેથી તે અંગે એક અગત્યનું સ્પષ્ટીકરણ કરવાની અહીં ખાસ જરૂર છે. અને તે એ છે કે ધ્યાનના પ્રાથમિક અભ્યાસ માટે સૌથી શ્રેષ્ઠ આલંબન સમવસરણસ્થિત શ્રી જિનેશ્વર ભગવંતનું રૂપ અથવા અષ્ટપ્રાતિહાર્યયુક્ત શ્રી તીર્થંકર ભગવંતનું બિંબ છે.☞ તે આલંબન એવું અચિંત્ય પ્રભાવથી યુક્ત છે કે ધ્યાનનો પિપાસુ અર્થી આત્મા તે આલંબન દ્વારા વધુ સરળતાથી ધ્યાનમાર્ગમાં આગળ વધી શકે છે. બીજા આલંબન કરતાં આ આલંબન વિશેષ પુષ્ટ આલંબન છે. પ્રમાદગ્રસ્ત જીવોને આલંબન જેટલું પુષ્ટ હોય છે, તેટલું વધારે અનુકૂલ પડે છે. જે સિદ્ધયોગી છે તે તો માત્ર એકાદ પવિત્ર પદના આલંબનથી પણ પ્રકાશ પ્રાપ્ત કરી શકે છે. પણ પ્રારંભિક અભ્યાસી માટે આલંબન જેટલું વિશેષ આહ્‌લાદક હોય છે, તેટલો તેને વિશેષ ભાવોલ્લાસ પ્રગટે છે. ચિત્તને સ્થિર થવા માટે જેટલી

---

* આણાપાલન ચિતપ્રસન્ની, મુગતિ, સુગતિ સુરમંદિર રે.

—શ્રી આનંદઘન ચોવિશી

☞આ વિષયને વિશેષ જાણવા માટે જુઓ, રૂપસ્થ ધ્યાન ૧. રૂપસ્થ ધ્યાન ૨.

સામગ્રી જોઇએ તેટલી તમામ સામગ્રી સમવસરણસ્થ પ્રભુનાં રૂપમાં તથા અષ્ટપ્રાતિહાર્યયુક્ત જિનપ્રતિમામાં સુંદર રીતે સંગ્રહીત થયેલી છે, તેથી તેમાં મન પ્રાયઃ સરળતાથી લીન થઈ શકે છે. પણ એવી સામગ્રી જેને ઉપલબ્ધ ન હોય તે આત્મા પ્રતિહાર્ય રહિત કેવળ પ્રતિમાનું પણ ધ્યાન કરી શકે છે.

સમવસરણસ્થ શ્રી જિનેશ્વર ભગવંતના રૂપનું કે શ્રી જિનમૂર્તિનું ધ્યાન કેવી રીતે કરવું તે જાણવા માટે યોગ-શાસ્ત્રનો નવમો પ્રકાશ અનુભવી ગુરુ પાસે બરાબર સમજી-વિચારી લેવો જોઇએ. તેમાં જે રીતે સુંદર પદ્ધતિસર ધ્યાન કરવાની પ્રક્રિયા સમજાવવામાં આવી છે, તે રીતે અભ્યાસ કેળવવો જોઈએ. શકયતા હોય તો તે આખું પ્રકરણ ( નવમો પ્રકાશ સંપૂર્ણ ) કંઠસ્થ કરી તેનો નિત્ય સ્વાધ્યાય કરી તે આખા પ્રકરણને પોતાના નામની જેમ આત્મસાત્ બનાવી લેવો જોઇએ. અનુપ્રેક્ષા-પૂર્વક વારંવારના પરાવર્તન પછી એવો સમય પણ આવે છે કે એનો પાઠ કરતાં કરતાં પણ આત્મા સમાધિરસમાં ઝીલવા માંડે છે.

પ્રારંભમાં કોઈ પવિત્ર તીર્થભૂમિમાં જઇ અને તેમાં પણ સુંદર લક્ષણવંત ભવ્ય પ્રાચીન બિંબની સન્મુખ નિરૂપાધિક જીવનવાળા બની વિષય-કષાયથી દૂર રહેવા પૂર્વક શકયતા હોય તો અનુભવી ગુરૂની નિશ્રામાં રહી સ્થિરતાપૂર્વક ધ્યાનનો અભ્યાસ કરવો જોઇએ.

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવની આત્મા ઉપર ઘણી સારી અસર પડે છે. તેમાં પણ ધ્યાન ટાણે તેવા નિમિત્તોની વધુ આવશ્યકતા રહે છે, કારણ કે તે આરોહણનો માર્ગ છે. સામા પૂરે તરવા જેવું કઠિન કામ છે, પ્રારંભિક અવસ્થાઓમાં માત્ર પોતાના એકલાના પ્રયત્નથી જ સિદ્ધિ સાંપડતી નથી. પણ બીજા અનેક ઉત્તમ આલંબનોની તેમાં જરૂર પડે છે.

કદાચ પવિત્ર તીર્થ આદિની બધી સામગ્રીની અનુકુલતા ન હોય તો પોતાના ગામના જ મંદિરમાં જે વખતે શાંતિપૂર્વક ધ્યાન થઈ શકે તેવો સમય પસંદ કરી ત્યાં ધ્યાનનો અભ્યાસ કરવો જોઈએ.

અને તેવી પણ અનુકુળતા ન હોય તો પોતાના ઘરમાંજ એક પવિત્ર ઓરડામાં ભગવાનના ચિત્રપટની સ્થાપના કરી તેની સામે યોગ્ય સમયે ધ્યાનનો અભ્યાસ કરવો જોઈએ. અભ્યાસ આદરપૂર્વક ચોક્કસ સમયે અને નિયમિત કરવો જોઈએ. પ્રારંભ કર્યા પછી તેમાં આંતરૂં ન પડે તેની પૂરી કાળજી રાખવી જોઈએ. *

અભ્યાસ દ્વારા જ્યારે હૃદયકમળ કે ચિત્તભૂમિમાં જો મૂર્તિ કે ચિત્ર વિના પણ આલંબનની માનસિક કલ્પના કરીને આલંબનનો ખ્યાલ લાવી શકાય તો ત્યારપછી અનુકૂલતા મુજબ ગમે ત્યારે રાત્રે કે દિવસે આંખ બંધ કરીને હૃદયકમલ આદિ શરીરના સ્થાનો ઉપર ધ્યાન ધરી શકાય.

* આ અંગેની વિશેષ જાણકારી માટે "નમસ્કાર ચિંતામણિ" અને "સાધના પ્રકાશ" પુસ્તક જોવા ભલામણ છે.

અને પછી ધીમે ધીમે મૂર્તિને બદલે હૃદયકમલમાં અક્ષરોની કલ્પના કરી તેમાં મનને જોડવું. સારી રીતે અભ્યાસ થઈ ગયા બાદ મૂર્તિ કરતા "अर्हम्" આદિ અક્ષરોમાં મન જોડવાથી વધુ સૂક્ષ્મ ધ્યાન થઈ શકે છે અને તેમાં પણ વધુ એકાકારતા આવતાં એથી પણ વધુ સૂક્ષ્મ ધ્યાન નિયમિત અભ્યાસ દ્વારા શક્ય બની શકે છે. તે માટે હૃદયના આદરપૂર્વકના દીર્ઘકાળ સુધીના સતત અભ્યાસની જરૂર છે.*

## ઉપસંહાર.

મુનિઓ અને શ્રાવકો માટે જૈનશાસનમાં ફરમાવેલી તમામ બાહ્ય ક્રિયાઓ અને તમામ ધર્માનુષ્ઠાનો અંતે તો ધ્યાનયોગની સિદ્ધિ માટે છે. આ ધ્યાનયોગમાં મુખ્ય વસ્તુ મનની પ્રસન્નતા છે અને મનની પ્રસન્નતા અહિંસાદિ મૂલ ગુણોના પાલનથી તથા સ્વાધ્યાયાદિ વિશુદ્ધ ક્રિયા અનુષ્ઠાનથી સિદ્ધ થાય છે* ક્રિયા અનુષ્ઠાનો સાધનના

---

* પરમાત્માને મનમંદિરમાં પધરાવવા માટે સાધકે કેવી રીતે પ્રણિધાનપૂર્વક હાર્દિક પ્રાર્થના કરવી જોઈએ અને ભાવના ભાવવી જોઈએ તે માટે જુઓ "પ્રભુને મનમંદિરમાં પધરાવવા માટે હાર્દિક પ્રાર્થના" એ મથાળા નીચેનું સમગ્ર લખાણ.

* मूलोत्तरगुणाः सर्वे, सर्वा चेयं बहिष्क्रिया ।
मुनीनां श्रावकाणां च, ध्यानयोगार्थमीरिता ॥ १ ॥
मनःप्रसादः साध्योऽत्र, मुक्त्यर्थं ज्ञानसिद्धये ।
अहिंसादिविशुद्धेन, सोऽनुष्ठानेन साध्यते ॥ २ ॥

"उपमिति कथा"

સ્થાને છે અને ધ્યાનશુદ્ધિ એ સાધના સ્થાને છે. મોટા મહેલ ઉપર ચઢવું હોય તો નિઃસરણી એ સાધન છે અને મહેલ ઉપર પહોંચવું એ સાધ્ય છે. સાધન જો સાધ્યની સિદ્ધિમાં નિમિત્ત બને તો જ તેનામાં વાસ્તવિક સાધનપણું ઘટી શકે. પણ સાધનમાં જ જો અટવાઈ જવાનું બને અને સાધ્ય જ સર્વથા ભૂલાઈ જાય તો તે ક્રિયા લક્ષ્યવિહોણી બની જવાથી તેનામાં વાસ્તવિક સાધનપણું ઘટી શકે નહિં. એટલા માટે સાધ્યના લક્ષ્યપૂર્વક ગુણમાં જે પ્રવૃત્તિ થાય છે, તે ક્રિયા જ ભવસાગર તરવા માટે સમર્થ બની શકે છે.

સાધ્યના લક્ષ્યપૂર્વક વિધિપૂર્વકની ક્રિયા દ્વારા જ્યારે ધ્યાનયોગની શુદ્ધિ થાય છે ત્યારે આત્માને અહીં જ અનુભવમાં આવી શકે તેવી અનેક પ્રકારની પ્રતીતિઓ આપોઆપ-પોતાની મેળે જ પ્રગટ થવા લાગે છે. અષ્ટ સિદ્ધિ અને નવનિધિ એ બધું પણ કાંઈ બહાર નથી. બધું આત્મામાં જ છે* તેને વિધિપૂર્વક પ્રગટ કરવાની જરૂર રહે છે. અને અનુભવીઓ કહે છે કે ધ્યાન દ્વારા અચૂક રીતે તે પ્રગટ થાય છે. એજ વાતને પૂ૦ ઉપાધ્યાયશ્રી યશોવિજયજી મ૦ પોતાના ટંકશાળી વચનો દ્વારા સ્પષ્ટ રીતે ફરમાવે છે કે— હે ભવ્ય જીવો ! તમે શ્રી વીર જિનેશ્વરના આ ઉપદેશને ચિત્ત દઈને સાંભળો. કરૂણા

---

* અષ્ટ સકલ સમૃદ્ધિની ઘટ માંહે ઋદ્ધિ દાખી રે.

સાગર એ ભગવંત ફરમાવે છે કે આત્માના ધ્યાનથી આત્માની તમામ ઋદ્ધિ પોતાની મેળે આવીને મળે છે.*

ધ્યાનમાર્ગમાં આગળ વધવાની ઇચ્છા રાખનારે ધ્યાન સિવાયના કાળમાં પણ પોતાના જીવનનું એવી રીતે ઘડતર કરવું જોઇએ કે તેને પ્રત્યેક ક્રિયામાં પંચ પરમેષ્ઠિ ભગવંતોનું અથવા તેનું પ્રથમ પદ શ્રી અરિહંત પરમાત્માના ગુણોનું સ્મરણ રહ્યા જ કરે છે × જેને જે વસ્તુ સિદ્ધ થઇ હોય તેનું સ્મરણ કરવાથી, ચિત્તમાં તેમના પ્રત્યેની ભક્તિ જાગૃત કરવાથી સરળતાપૂર્વક તે કાર્ય સિદ્ધ થાય છે. પ્રભુના ગુણના ધ્યાનના નિમિત્તથી તપ, જપ અને ક્રિયા ફળ આપે છે.卐

આ સમગ્ર લખાણમાં વાંચવા કરતાં વિચારવાનું ઘણું જ છે. અથવા એનાથી પણ આગળ વધીને કહેવું હોય તો આ વિષય માત્ર વાંચવા-વિચારવા માટે જ નથી પણ ચિંતન-મનન પછી તેનો અનુભવ કરવા માટે છે. અનુભવ કરવાથી જ આ પદાર્થો સ્પષ્ટ સમજી શકાય તેવા છે.

---

* શ્રી વીર જિનેશ્વર ઉપદિશે, તુમે સાંભળજો ચિત લાઇ રે;
આતમ ધ્યાને આતમા, ઋદ્ધિ મળે સવિ આઇ રે.

× આ માટે જુઓ 'નમસ્કાર મહામંત્રનો પ્રભાવ.'

卐 તપ, જપ, ક્રિયા ફળ દીએ, તે તુમ ગુણ ધ્યાન નિમિત્ત જો.
—ઉપા૦ શ્રીમદ્ યશોવિજયજી મહારાજ.

આપણે સૌ પ્રભુ–આજ્ઞા–પાલનના રસિક થઈ કુશ-લાનુબંધી અનુષ્ઠાનમાં એકતાન બની મનપ્રસન્નતા કેળવી, નિર્મલ ધ્યાનના આલંબન દ્વારા સકલ કર્મમળનો ક્ષય કરી આત્મિક પરમાનંદના ભોક્તા બનીએ એ જ મંગલ મનોકામના.

## અરિહંતના ચાર અતિશયો.

### ( સંક્ષેપમાં )

(૧) અપાયાપગમાતિશય—અપાય એટલે ઉપદ્રવ, તેનો અપગમ એટલે નાશ. ભગવંત જ્યાં જ્યાં વિચરતા હોય ત્યાં ત્યાં દરેક દિશાએ પચીસ પચીસ યોજન તથા ઉપર અને નીચે સાડાબાર સાડાબાર મળી સવાસો યોજનમાં પ્રાયઃ રોગ, મરકી, વૈર, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, દુષ્કાળ આદિ થાય નહિ.

(૨) જ્ઞાનાતિશય—ભગવાન કેવળજ્ઞાન કેવળદર્શને કરી સર્વ લોકાલોકના ત્રણેય કાળના સર્વ ભાવો જાણે છે, દેખે છે. એમનાથી કંઈ છાનું નથી.

(૩) પૂજાતિશય—ભગવાનને બળદેવ, વાસુદેવ, ચક્રવર્તિ તથા ચાર નિકાયના—ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, અને વૈમાનિક દેવતાઓ તથા તેમના ઈન્દ્રો વગેરે જગત્રયવાસી ભવ્ય જીવો પૂજે છે અને તેમની સેવા કરે છે.

(૪) વચનાતિશય—ભગવંતની વાણી સંસ્કારાદિક રૂપ ગુણોએ સહિત હોવાથી દેવ, મનુષ્ય, તિર્યંચ સર્વ કોઇ પોત-પોતાની ભાષામાં સમજી શકે છે.

વિશેષાર્થીએ વીતરાગસ્તોત્રાદિ અન્ય ગ્રન્થો જોવા.

હે નાથ! અશરણુશરણ! દીનબન્ધો! પ્રભો! જૂઓ તો ખરા! એ સિંહાસન ઉપર નિશ્ચલ, અવિનાશી અને નિષ્કામ ભક્તિરૂપી ગાલીચો અલૌકિક કેવો શોભી રહ્યો છે!

પ્રભો! જુઓ તો ખરા એ સિંહાસનની પાછળ અનંતકાળ સુધી ટકી રહે તેવા દિવ્ય પ્રેમરૂપ કાચનું બનેલું દર્પણ કેવા ચમકારા કરી રહ્યું છે! પ્રભો! એ ગાલીચામાં કદી પણ નાશ ન પામે તેવી મૈત્રી, કરુણા, પ્રમોદ, માધ્યસ્થ્ય, ગુણદૃષ્ટિ, સમભાવ, વૈરાગ્ય, અપૂર્વ ઉલ્લાસ, સુવિચાર, કૃતજ્ઞતા, પરોપકારવૃત્તિ વિનય અને વિવેકરૂપી બુટીઓ કેવી ઝળકી રહી છે? તે તો જુઓ!

હે નાથ! આપ સત્વર પધારો, હે વહાલેશ્વર! આપ વગર વિલંબે પધારો! અને એ સુશોભિત આસનને વધુ શોભાવો! હું આપને પંચામૃતથી સ્નાન કરાવું! કદિ પણ નાશ ન પામે તેવું અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહરૂપી દૈવી પદાર્થોથી તે પંચામૃત બનેલું છે!

હે પ્રીતમ! શ્રદ્ધા, જિજ્ઞાસા, અને તાત્વિકદૃષ્ટિના બનેલા ચિત્તાકર્ષક આ અંગલુંછણા તો જુઓ! તે અનંતકાળ સુધી કદિ ન ફાટી જાય તેવા અને સહજભાવે સુખ ઉપજાવે તેવાં છે!

હે નાથ! જ્ઞાન અને ક્રિયારૂપી મારા કરયુગલમાં દિવ્ય મોતિની બનેલી અને મનને આનંદ ઉત્પન્ન કરાવ-

નારી આ રકાબી તો જુઓ ! અને આ રકાબીમાં દષ્ટિને અત્યંત પ્રિય લાગતી શુભ ભાવનારૂપી અલૌકિક આત્મશક્તિની બનેલી કટોરી તો જુઓ !

હે પ્રાણાધાર ! તે કટોરીમાં કેસર કેવા ઉંચા પ્રકારનું દષ્ટિગોચર થઇ રહ્યું છે ? જે મનોભૂમિમાં પેદા થયેલ ક્ષમારૂપી દિવ્ય ગુણનું બનેલું છે અને નમ્રતારૂપી ચંદનથી ઘસેલું છે !

હે નાથ ! આ સુગંધી અત્તરની શીશી તો નિરખો! તે અનંતકાળ સુધી સુગંધ આપ્યા કરે તેવા વિનયરૂપી ગુલાબના પુષ્પમાંથી નીપજેલું છે. પ્રભો ! આ અગરબત્તિ તો જુઓ કેવી મનોહર લાગે છે ! તે સરલતારૂપી સુંદર ચિરસ્થાયી આત્મિક શક્તિની બનેલી છે !

પ્રભો ! આ પુષ્પના હાર તો વિલોકો ! તેમાં ઉદાસીનતારૂપી મોગરના પુષ્પો છે, એકાગ્રવૃત્તિરૂપી જાઇની કળીઓ છે, વૃત્તિનિરોધરૂપી ચમેલી છે, ત્યાગવૃત્તિરૂપી ચંપો છે, અને સંતોષરૂપી ગુલાબ પણ વચમાં કેવો શોભી રહ્યો છે !

પ્રભો ! આ ચામરની શોભા તો જૂઓ ! તે નિર્મમત્વબુદ્ધિરૂપી કામધેનુની અનુપમ રોમાવલીમાંથી બનેલું છે.

પ્રભો ! મારા પગમાં ઘૂઘરા તો જૂઓ ! તે પૂર્ણતા, મગ્નતા, સ્થિરતા, નિર્મલતા, પવિત્રતા અને સમતાના બનેલા છે.

હંત ભગવંત મૃત્યુલોકની ભૂમિ ઉપર વિદ્યમાન હોવાથી તેઓ મૃત્યુલોકને સ્વર્ગ કરતાં પણ અધિક માને છે અને ભગવંતની સ્તુતિ કરતાં એક જ પ્રાર્થના કરે છે કે-હે પ્રભો ! અમે ગમે ત્યાં હોઇએ પણ આપ અમારા હ્રદય-માંથી કદિ પણ દૂર થશો નહિં. અર્થાત્ પોતે સ્વર્ગના વાસી હોવા છતાં તે સ્થાનને સફળ કરવા માટે પોતાના હ્રદયમાં અરિહંત પરમાત્માનું જ સાન્નિધ્ય તેઓ ઇચ્છે છે. એ વસ્તુ એમ બતાવે છે કે-સ્વર્ગમાં પણ જો અરિહંત ભગવંતનું સાંનિધ્ય છે તો તે ઉત્કૃષ્ટ સ્વર્ગ છે અને તે ન હોય તો સ્વર્ગ પણ દુઃખને માટે બને છે. તેથી જીવ ગમે ત્યાં વસતો હોય પણ જો પરમાત્માનું મનમાં સાન્નિધ્ય છે તો તે ઉત્કૃષ્ટ સ્વર્ગમાં જ વસે છે. તેથી અરિહંત પરમાત્મા એ જ ઉત્કૃષ્ટ સ્વર્ગ છે એમ કહી શકાય.

(૯) ઉત્કૃષ્ટ મોક્ષઃ—

સાચા ભક્તને મન મુક્તિ કરતાં પણ શ્રી અરિહંત પરમાત્માની ભક્તિની ઝંખના વધુ હોય છે. શ્રી અરિહંત પરમાત્માના સાંનિધ્યમાં તેમને એટલી બધી શાંતિ મળે છે, કે તેને મોક્ષની પણ ઇચ્છા રહેતી નથી. તેથી એમ સાબિત થાય છે કે-શ્રી અરિહંત પરમાત્મા એજ ઉત્કૃષ્ટ મોક્ષ છે. જો એમ ન હોત તો "મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી." એમ મહાપુરુષો કેવી રીતે કહેત ?

(૧૦ થી ૧૩) ઉત્કૃષ્ટ સત્ત્વ, તત્ત્વ, ગતિ અને મતિઃ—

સત્ત્વ, તત્ત્વ, ગતિ અને મતિ આદિ જગતમાં ગણાતાં

જે સત્ત્વની ફોરવણીમાં અરિહંત પરમાત્માનું નિમિત્ત મળે તે સત્ત્વ જ ઉત્કૃષ્ટ સત્ત્વ છે. તે જ ઉત્કૃષ્ટ તત્ત્વ છે અને તે જ ઉત્કૃષ્ટ ગતિ એટલે શરણ છે. તે સિવાય જીવનું કોઇ શરણુ છે જ નહિ અને તેજ મતિ ઉત્કૃષ્ટ મતિ છે કે જે મતિ અરિહંત ભગવંતોએ કહેલ તત્ત્વોમાં વિશ્રાંતિ પામે છે.

જ્યાં વિષયવિધયા અરિહંત પરમાત્મા આવે છે તે તમામ શક્તિ–સામગ્રી પરમ ઉત્કૃષ્ટ બની જાય છે. એટલે એ બધો પ્રભાવ અરિહંત પરમાત્માનો છે.

તત્ત્વદૃષ્ટિએ જોઈએ તો અરિહંત પરમાત્મા દાતા છે, અરિહંત પરમાત્મા ભોક્તા છે, અરિહંત પરમાત્મા સમગ્ર વિશ્વમય છે. સર્વત્ર અરિહંત પરમાત્માનો વિજય વર્તી રહ્યો છે અને જે અરિહંત પરમાત્મા છે તે હું જ છું અર્થાત્ શુદ્ધનયથી હું પોતે જ અરિહંત સ્વરૂપ છું.*

આવી રીતે અરિહંત પરમાત્માને અનન્યભાવે ભજનારો આત્મા પણ અંતે અરિહંત સ્વરૂપ બને છે. એ પ્રમાણે શ્રી સિદ્ધસેનસૂરિજી મહારાજશ્રીએ શક્રસ્તવમાં સ્પષ્ટ પણે ફરમાવ્યું છે.

આપણે સૌ અરિહંત પરમાત્માની ભક્તિમાં તલ્લીન થઈ એવી દશા પ્રાપ્ત કરનારા બનીએ. એજ મંગલકામના.

* जिनो दाता जिनो भोक्ता, जिनः सर्वमिदं जगत् ।
जिनो जयति सर्वत्र, यो जिनः सोऽहमेव च ॥

—शक्रस्तवः

## ધ્યાનની ભાવના

ધ્યાનમાં પ્રવેશ કરવા માટે ભાવના એ દ્વાર છે. અને ધ્યાનમાંથી નિવૃત્ત થયા પછી બહાર નીકળવાનું પણ એજ દ્વાર છે. ધ્યાન નિશ્ચલ અધ્યવસાયરૂપ છે. ભાવના ચિંતન સ્વરૂપ છે.

" ઉત્તમ ભાવના ભાવતાં જીવ યાવત્ કેવળજ્ઞાન પણ પ્રાપ્ત કરી શકે છે. " અને " यादृशी भावना यस्य, सिद्धिर्भवति तादृशी " ઈત્યાદિ વાકયો ખૂબ જ મનનીય છે, છદ્મસ્થદશામાં ધ્યાનાવસ્થામાં સદાકાળ ટકી શકાતું નથી, તેથી ભાવનાની આવશ્યકતા રહે છે. હૃદય શુભ ભાવનાથી ભાવિત ન હોય તો દુર્ધ્યાનરૂપી પિશાચ તેને અનેક રીતે છળી જાય છે અને ક્ષણવારમાં દુર્ગતિના ઉંડા ખાડામાં ધકેલી દે છે. આથી ધર્મતત્ત્વનો ટૂંકો સાર એ છે કે–સદા શુભ ભાવનામાં રમણતા કર્યા કરવી.

ધર્મના દરેક અનુષ્ઠાનને ભાવનાનો વિષય બનાવી શકાય છે. ભાવના વિનાનું અનુષ્ઠાન એટલે લુણ વિનાનું ભોજન. તેવા અનુષ્ઠાનથી અનુષ્ઠાન કરવા છતાં તેનો અનુબંધ પડી શકે નહિં. અને ભાવનાપૂર્વક અનુષ્ઠાન એટલે

ઋષીકેશ
જગન્નાથ
અજ
અચલ
અવ્યય
વિભુ
અચિંત્ય
આદિ કેશવ
આદિ શિવ
આદિ બ્રહ્મ
પરમ શિવ
સદા શિવ
મહાદેવ
શંકર
મહેશ્વર
જગત્ પિતામહ
સ્વયં કર્તા
સ્વયં હર્તા
સ્વયં પાલક
સર્વ સામર્થ્ય
ૐકાર સ્વરૂપ
સર્વ દેવમય
સર્વ તીર્થમય
સર્વ ધ્યાનમય
સર્વ મંત્રમય

સર્વ રહસ્યમય
સર્વ જ્ઞાનમય
સર્વ તેજોમય
સર્વ હિતદાતા
પુણ્ય શ્લોક
અરહસ્ય રહસ્ય
અસ્પૃહ સ્પૃહણીય
અચિંત્ય ચિંતનીય
અસંકલ્પિત કલ્પદ્રુમ
અચિંત્ય ચિંતામણિ
અકામ કામધેનુ
અનંત અવ્યાબાધ
સુખના ભોગી
સદા સ્વ-સ્વરૂપમાં
રમણતા કરનાર
જન્મ-જરા-મૃત્યુથી
સર્વથા રહિત
અરૂપી
અગુરુલઘુ ગુણને
ધારણ કરનારા
અનંત શક્તિના માલિક
સિદ્ધગતિને પામેલા
નિરંજન
નિરાકાર
જ્યોતિ સ્વરૂપી
સકલ સુખોને આપનારા

## ઉપસંહાર અને પ્રાર્થના.

હે પ્રભો ! મને આપના સિવાય બીજું કોઇ શરણ નથી. મારે માટે આપ એક જ શરણરૂપ છો, તેથી મારા ઉપર કરુણાભાવ રાખીને આપ મારું રક્ષણ કરો ! રક્ષણ કરો !

હે નાથ ! આપ કર્મરોગથી રીબાતા એવા દુઃખી જીવો ઉપર વાત્સલ્યભાવ ધારણ કરનારા છો, શરણે આવેલાને શરણ આપવાવાળા છો, કરુણાના પવિત્ર ઘર છો, જિતેન્દ્રિય પુરુષોમાં શિરોમણિભૂત છો, હું આપને ભક્તિભાવથી નમસ્કાર કરું છું અને પ્રાર્થના કરું છું કે મારા ઉપર દયા કરીને દુઃખની ઉત્પત્તિના કારણભૂત મારા કર્મોનો નાશ કરો.

હે નાથ ! આપને પ્રણામ કરવાથી મારા દુઃખનો ક્ષય થાઓ, દુઃખના કારણભૂત કર્મોનો ક્ષય થાઓ, આપના પ્રભાવથી મરણ વખતે મને સમાધિ મળો અને ભવોભવ મને બોધિબીજની પ્રાપ્તિ થાઓ, એ રીતે હું આપને નમ્ર પ્રાર્થના કરું છું.*

---

* अन्यथा शरणं नास्ति, त्वमेव शरणं मम ।
तस्मात् कारुण्यभावेन, रक्ष रक्ष जिनेश्वर ! ॥ १ ॥
त्वं नाथ ! दुःखिजनवत्सल ! हे शरण्य !,
कारुण्यपुण्यवसते ! वशिनां वरेण्य ! ।
भक्त्या नते मयि महेश ! दयां विधाय,
दुःखांकुरोद्दलनतत्परतां विधेहि ॥ २ ॥
( श्री कल्याणमंदिर स्तोत्र )
दुक्खक्खओ कम्मक्खओ, समाहिमरणं च बोहिलाभो अ ।
संपज्जउ मह एअं तुह नाह ! पणामकरणेणं ॥३॥

(૧૭) વીતરાગ=રાગ-દ્વેષ વિનાના

(૧૮) મદ રહિત=મદ વિનાના

(૧૯) કલ્પનારહિત=કલ્પના વિનના

(૨૦) રતિ રહિત=રતિ વિનાના
અરતિ રહિત=અરતિ વિનાના

(૨૧) ભય રહિત=ભય વિનાના

(૨૨) શોક રહિત=શોક વિનાના

(૨૩) નિદ્રા રહિત=નિદ્રા વિનાના

(૨૪) તંદ્રા રહિત=તંદ્રા વિનાના

(૨૫) દુર્દશા રહિત=દુર્દશા વિનાના

(૨૬) અબાધિત યોગ=જાગતા યોગવાળા-સ્થિર સમાધિવાળા

(૨૭) પરમ પુરુષ=શ્રેષ્ઠ પુરુષ

(૨૮) પરમાત્મા=શ્રેષ્ઠ આત્મા

(૨૯) પરમેશ્વર=ઉચ્ચ પ્રકારની શક્તિ ધરાવનારા

(૩૦) પ્રધાન=મુખ્ય

(૩૧) પરમ પદાર્થ=શ્રેષ્ઠ વસ્તુરૂપ

(૩૨) પરમેષ્ઠી=ઉંચામાં ઉંચી પદવી-સ્થાન પર રહેલા

(૩૩) પરમ દેવ=મોટામાં મોટા દેવ

(૩૪) પરમાન=પ્રમાણભૂત અથવા ઉંચામાં ઉંચા સન્માનને પાત્ર

**વિધિ વિરંચી વિશ્વંભરુ, હૃષિકેશ જગનાથ લલના;**
**અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ લલના.**
**શ્રી સુ૦ ૭**

(૩૫) વિધિ=મોક્ષ માર્ગનું વિધાન કરનાર

(૩૬) વિરંચિ=બ્રહ્મા

(૩૭) વિશ્વંભર=વિશ્વ વ્યાપક-કેવળી સમુદ્ઘાત વખતે આત્મ પ્રદેશોથી વિશ્વને ભરી દેનાર અથવા જ્ઞાનગુણથી વિશ્વના સકળ પદાર્થો ઉપર પ્રકાશ નાખી વિશ્વને ભરી દેનાર

(૩૮) હૃષિ કેશ=ઇન્દ્રિયોના સ્વામી, ઇન્દ્રિયો ઉપર કાબુ કરી ચૂકેલ

(૩૯) જગન્નાથ=જગતના સ્વામી

(૪૦) અઘહર=પાપોનો નાશ કરનાર

(૪૧) અઘમોચન=પાપથી છૂટેલા અથવા પાપથી છોડાવનારા

(૪૨) ધણી=સ્વામી

(૪૩) મુક્તિ=સર્વ કર્મથી રહિત

(૪૪) પરમપદ=ઉંચામાં ઉંચુ સ્થાન-મોક્ષમય | (૪૫) સાથ=દરેક સંકટમાં સાથ આપનાર અથવા મુક્તિરુપી પરમપદની પ્રાપ્તિમાં સાથ આપનાર ૭

એમ અનેક અભિધા ધરે, અનુભવ-ગમ્ય-વિચાર લલના;
જે જાણે તેહને કરે, આનંદઘન અવતાર લલના. શ્રી સુ૦ ૮

એ રીતે પરમાત્મા અનેક નામો ધારણ કરે છે. એ નામોનો અર્થ અનુભવથી જ સમજાય તેવો છે. આ નામોનો વિચાર અનુભવ કરીને જે જાણે, તેના હાથમાં જ આનંદઘનમાં-મોક્ષમાં અવતાર છે. તે જીવ જરૂર મોક્ષમાં પોતાનો અવતાર કરી શકે છે. ૮

---

પંચમ કાળમાં મોટો આધાર પ્રભુનું નામ છે.
તેનાં ઉપર શ્રી પદ્મપ્રભ ભગવાનનું સ્તવન.

પદ્મ પ્રભજીના નામને હો લાલ, હું જાઉં બલિહાર ભવિજન;
નામ જપંતાં દિહા ગમું, ભવ ભય ભંજનહાર. ભવિજન૦
પદ્મપ્રભજીના નામને હો લાલ૦ (૧)

નામ સુણતાં મન ઉલ્લસે, લોચન વિકસિત હોય, ભવિજન૦
રોમાંચિત હુવે દેહડી, જાણે મીલીયો સોય. ભવિજન૦
પદ્મપ્રભજીના નામને હો લાલ૦ (૨

પંચમ કાળે પામવો, દુલ્લહો પ્રભુ દેદાર, ભવિજન૦
તોપણ તેહના નામનો, છે મોટો આધાર. ભવિજન૦
પદ્મપ્રભના નામને હો લાલ૦ (૩

નામ ગ્રહે આવી મીલે, મન ભીતર ભગવાન, ભવિજન૦
મંત્ર બળે જેમ દેવતા, વહાલો કીધે આહ્વાન. ભવિજન૦
લાલ૦ (૪

# ભગવાનની ઉત્કૃષ્ટ સાધના—

હે....પ્રભો, આપ કાચબાની જેમ ગુપ્તેન્દ્રિય છો.
હે....પ્રભો, આપ ખડ્ગી-ગેંડાની જેમ એકાકી છો.
હે....પ્રભો, આપ પક્ષીની જેમ બંધનમુક્ત છો.
હે....પ્રભો, આપ ભારંડ પક્ષીની જેમ અપ્રમત્ત છો.
હે....પ્રભો, આપ કુંજર-હાથીની જેમ શૌંડીર-પરાક્રમવાન છો.

હે....પ્રભો, આપ વૃષભની જેમ બળવાન છો.
હે....પ્રભો, આપ સિંહની જેમ દુર્ધર્ષ છો.
હે....પ્રભો, આપ મેરૂની જેમ નિષ્પ્રકંપ છો.
હે....પ્રભો, આપ સાગરની જેમ ગંભીર છો.
હે....પ્રભો, આપ ચંદ્રની જેમ સૌમ્યલેશ્યાવાળા છો.
હે....પ્રભો, આપ સૂર્યની જેમ દીપ્તતેજ છો.
હે....પ્રભો, આપ જાત્યકનકની જેમ જાતરૂપ છો.
હે....પ્રભો, આપ કાંસ્ય પાત્રની જેમ નિર્લેપ છો.
હે....પ્રભો, આપ શંખની જેમ નિરંજન છો.
હે....પ્રભો, આપ જીવની જેમ અપ્રતિહત ગતિવાળા છો.
હે....પ્રભો, આપ આકાશની જેમ નિરાલંબન છો.
હે....પ્રભો, આપ વાયુની જેમ અપ્રતિબદ્ધ છો.
હે....પ્રભો, શરદ્ઋતુના પાણીની જેમ શુદ્ધ હૃદયવાળા છો.
હે....પ્રભો, આપ કમળના પત્રની જેમ નિર્લેપ છો.
હે....પ્રભો, આપ પૃથ્વીની જેમ સઘળું સહન કરવાવાળા છો.
હે....પ્રભો, આપ સારી રીતે હવન કરેલા અગ્નિથી જેમ તેજે કરીને ઝળહળ છો.

## ભગવાનનું પરમ સૌભાગ્ય—

હે...પ્રભો, આપનું રૂપ હજારો આંખોથી જોવાયું છે.
હે...પ્રભો, આપના ગુણો હજારો મુખેથી પ્રશંસાયા છે.
હે...પ્રભો, આપનું જ્ઞાન હજારો હૈયાથી અભિનંદાયું છે.
હે...પ્રભો, આપનું બલ હજારો મનોરથ માલાઓથી આકર્ષાયું છે.
હે...પ્રભો, આપનો ઉપદેશ હજારો કાનોથી સંભળાયો છે.
હે...પ્રભો, આપની કાયા હજારો અંજલીઓથી આદર પામી છે.
હે...પ્રભો, આપના કલ્યાણકો હજારો જીવોથી ઉજવાયા છે.
હે...પ્રભો, આપના બિંબો હજારો પ્રાણીઓથી પૂજાયા છે.
હે...પ્રભો, આપનું નામ હજારો જીવોને તારનારૂં બન્યું છે.
હે...પ્રભો, આપના ચરિત્રો હજારોને પ્રેરણા આપનારા બન્યા છે.

સમુદ્ર જેટલું ભાજન-પાત્ર હોય, નીલગિરિ જેટલો મષી-પુંજ-શાહીનો ઢગલો હોય, પૃથ્વી જેટલુ પડ-કાગળ હોય, સુરતરુની શાખા કલમ હોય અને સાક્ષાત્ ભગવતી સરસ્વતી દેવી લખનાર હોય તો પણ શ્રી વીતરાગ પરમાત્માના ગુણોની સંખ્યાનો પાર પામી શકાય તેમ નથી. તેથી અનંતકાળે પણ તે પ્રવીરજ પુરુષના ગુણોની સંખ્યા લખી શકાય તેમ નથી. તેથી જ અનુભવ જ્ઞાની પુરુષોને પણ કહેવું પડયું છે કે—

અક્ષર થોડા ગુણ ઘણા,
સજ્જનના તે ન લિખાય;
વાચક જશ કહે પ્રેમથી,
પણ મનમાંહે પરખાય.
જગતગુરૂ જાગતો સુખકંદ,

રહ્યો છે, બળી રહ્યો છે, સળગી રહ્યો છે, ધમધમી રહ્યો છે. આ વિષય–કષાયના ત્રિવિધ તાપથી સંતપ્ત બનેલા આત્માને શીતળતા ઉપજાવવા માટે અનુભવીઓએ પ્રભુની ચંદનપૂજા ફરમાવી છે.

જેમ ચંદનમાં રહેલી શીતળતા બાહ્ય તાપનો નાશ કરે છે તેમ શ્રી જિનેશ્વરદેવની ચંદનપૂજાનો પરિણામ આંતર તાપનો નાશ કરે છે.

## (૩) પુષ્પપૂજાનો હેતુ અને તેનું ફળ—

મિથ્યાત્વ અને અનેક દુર્ગુણોરૂપી દુર્ગંધથી આ આત્મા અનાદિ કાળથી દુર્ગંધમય બની ગયો છે. પ્રભુની પુષ્પપૂજાના ભાવથી એ દુર્ગંધ દૂર થાય છે. અને આત્મા સુગંધી બને છે. ચિત્તમાં આહ્‌લાદ થાય છે અને મન પ્રસન્નતાનો અનુભવ કરે છે.

જેમ પુષ્પમાં દ્રવ્યથી સુગંધી રહેલી છે તેમ શ્રી જિનેશ્વરદેવના પુષ્પપૂજનથી આત્મામાં ભાવથી સુગંધ પ્રગટે છે આત્મા અનેક સદ્‌ગુણોનું ધામ બને છે.

## (૪) ધૂપપૂજાનો હેતુ અને તેનું ફળ—

આઠ કર્મના અત્યંત ભારથી દબાયેલ આત્મા જેના ઉપર અત્યંત ભાર ભરવામાં આવ્યો છે એવા પશુની જેમ નીચું મુખ રાખી અનંતકાળથી અહીંથી તહીં ભમી ભમીને દુઃખી દુઃખી થઇ રહ્યો છે. તેને જરાય વિસામો

મકતો નથી. ઉંચું જોવાની ઝમ પણ પડતી નથી. પરંતુ જેમ અગ્નિમાં ધૂપ નાંખવાથી ધૂમાડો ઉત્પન્ન થઈને ઉંચે ચડે છે, તેમ શ્રી જિનેશ્વરદેવની ધૂપપૂજામાં કર્મરૂપી કાષ્ઠને બાળવા માટે ધ્યાનરૂપી અગ્નિમાં શુભ ભાવનારૂપી ધૂપ પડવાથી ગુણરૂપી સુગંધ પ્રગટે છે અને આત્મા કર્મના ભારથી હળવો થઈ ઉર્ધ્વગતિને પ્રાપ્ત કરે છે.

### (૫) દીપકપૂજાનો હેતુ અને તેનું ફળ—

આવો આત્મા શક્તિથી અનંત જ્ઞાનનો ધણી હોવા છતાં વર્તમાનમાં તે પોતાની પીઠ પાછળ શું છે તેને પણ જાણી-દેખી શકતો નથી. અને ભયંકર અજ્ઞાનરૂપી અંધકારમાં "અન્ધો અન્ધ વૃત્તાય"-એ ન્યાયે જેમ એક આંધળો બીજા આંધળાની પાછળ અથડાય તેમ અથડાયા કરે છે. પ્રભુની દીપકપૂજા એ અંધાપાને દૂર કરી આત્માને પ્રકાશિત કરે છે.

દીપક જેમ બાહ્ય અંધકારને દૂર કરે છે, તેમ શ્રી જિનેશ્વરદેવની દીપકપૂજા અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે, એ અહીં તાત્પર્ય છે.

### (૬) અક્ષતપૂજાનો હેતુ અને તેનું ફળ—

વિજળીના ઝબકારા જેવી તથા પાણીના પરપોટા જેવી ચંચળ અને અસ્થિર લક્ષ્મીની લાલસામાં અમૂલ્ય માનવભવને ગુમાવી ભયંકર સંસારસાગરમાં અનંત કાળ દુઃખ

અકાળે મોતને શરણ થવું ન પડે તે માટે પ્રભુની અક્ષત પૂજા જ્ઞાની ભગવંતોએ દર્શાવી છે.

અક્ષત જેમ શ્વેત અને અખંડ હોય છે, તેમ શ્રી જિનેશ્વરદેવની અક્ષતપૂજાના અધ્યવસાયથી આત્મા અક્ષય અને અનંત એવા સિદ્ધિપદની પ્રાપ્તિ કરે છે.

## (૭) નૈવેદ્યપૂજાનો હેતુ અને તેનું ફળ—

જગતના એના એ જ પુદ્ગલો જુદા જુદા પર્યાયને પામીને જીવોના ઉપભોગમાં આવે છે, એટલે કે સિદ્ધ પરમાત્માઓ જે જે પુદ્ગલોનો ભોગવટો કરીને એઠ રૂપે છોડી ગયા છે તે જ ઉચ્છિષ્ટ જેવા રૂપાંતર પામેલા પુદ્ગલોમાં આપણે આનંદ માનીએ છીએ. હવે તેમાંથી છૂટીને અણાહારી પદની પ્રાપ્તિ કરવી હોય તો પ્રભુની નૈવેદ્યપૂજા ભાવથી કરો.

જેમ શ્રી જિનેશ્વર દેવો આહારની મૂર્છાનો ત્યાગ કરી અણાહારી તથા અવેદીપદને પામ્યા છે, તેમ નૈવેદ્ય વડે શ્રી જિનેશ્વરદેવની પૂજા કરનારો આત્મા પણ નિરાહારી અને નિર્વેદી પદને પ્રાપ્ત કરનારો બને છે.

## (૮) ફળપૂજાનો હેતુ અને તેનું ફળ—

જેમ કિંપાકફળના સ્વાદમાં લાલચુ બની તેનું આસ્વાદન કરનાર આત્માના પ્રાણ ચાલ્યા જાય છે, તેવી જ રીતે દેવ, દેવેન્દ્ર કે ચક્રવર્તીનાં [illegible]

(૧) જલપૂજાનાં ફળ માટે વિપ્રવધૂનું દૃષ્ટાંત છે.

(૨) ચંદનપૂજાનાં ફળ માટે જયશૂર અને શુભમતિનું દૃષ્ટાંત છે.

(૩) પુષ્પપૂજાનાં ફળ માટે પરમાર્હત્ કુમારપાલ મહારાજાનું દૃષ્ટાંત છે.

(૪) ધૂપપૂજાનાં ફળ માટે વિનયંધર રાજાનું દૃષ્ટાંત છે.

(૫) દીપકપૂજાનાં ફળ માટે જિનમતિ અને ધનસિરિનું દૃષ્ટાંત છે.

(૬) અક્ષતપૂજાનાં ફળ માટે કીરયુગલનું દૃષ્ટાંત છે.

(૭) નૈવેદ્યપૂજાનાં ફળ માટે હલીનૃપરાજાનું દૃષ્ટાંત છે.

(૮) ફળપૂજાના લાભ માટેનું દૃષ્ટાંત દુર્ગતા નારીનું છે.



* આ દૃષ્ટાંતોનાં અહીં માત્ર નામ આપ્યાં છે તેની વિશેષ વિગત અન્યગ્રંથમાંથી જાણી લેવા ભલામણ છે.

સ્થળે એને શાન્તિ વળતી નથી, કોઈ જગ્યાએ એને સ્થિરતા મળતી નથી અને કોઈ સ્થાને એને આત્મભાવ લાધતો નથી, કે જ્યાં એ સુખપૂર્વક પોતાનું સ્થળ માની વસી શકે. મહાસાગરના ભયંકર ઝંઝાવાતમાં સપડાયેલ જહાજની જેમ આ જીવ હંમેશાં ચારેકોર અથડાયા જ કરે છે. પ્રભુ! દુનિયાની આ સદાય અસ્થિર સ્થિતિથી આપ ત્રાસી ઉઠયા. જ્યાં આત્મા સદાકાળ આનંદમગ્ન થઈને રહી શકે, જ્યાં આત્માને નિજાનંદમાંથી હાંકી કાઢનાર કોઈ ન હોય, જ્યાં આત્મભાવ સિવાય બીજી કોઈ વસ્તુ સ્પર્શી શકે નહિ, એવા સ્થળની શોધ કરવી આપને જરૂરી લાગી; એવું સ્થળ મળે તો જ આત્માને શાંતિ વળે. એ આપે જોયું અને એ સ્થળની શોધ માટે આપ સંસારનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા. પ્રભુ! એ શોધ માટે ચાલી નીકળતાં આપનું એકએક પગલે પગલું જાણે દૃઢ નિશ્ચયની મ્હોર મારતું હતું, પ્રભુ! એ શોધ કરવામાં સ્વર્ગની અપ્સરાઓ, સ્વર્ગના અપાર વૈભવ વિલાસ અને સ્વર્ગની સુંવાળી સુખ સામગ્રીઓ આપને ન લલચાવી શકી, આપનો નિશ્ચય અડગ હતો અને દેવ! આપે આપનો એ નિશ્ચય પાર પાડ્યો. તપ, ત્યાગ અને સંયમની એરણ ઉપર આત્માનો ઘાટ ઘડીને આપે એ ચારે ગતિના તાપને શાંત કરે એવી પંચમ ગતિની શોધ પૂરી કરી એ શોધે ત્રણે લોકમાં અથડાતા આત્માની અસ્થિરતાનો અંત આણ્યો, નાથ! આપની પંચમ ગતિની-મોક્ષની શોધે આત્માને સ્થિરતા મેળવી આપી, સ્વામી! એ પરમપદ પામીને આત્મા

આપને ત્રણ લોકના સ્વામી બનાવ્યા છે. પ્રભુ ! આપની એ તીર્થંકરપણાની અમર સમૃદ્ધિને હું ભાવપૂર્વક નમન કરું છું. નાથ ! દેવેન્દ્રો અને નરેન્દ્રોની ભક્તિ, આઠ મહાપ્રાતિહાર્યોની શોભા કે સમવસરણ આદિની રચના—એ બાહ્ય દેખાતી સામગ્રીના લીધે જ આપ સર્વ ઇષ્ટ દેવોમાં શ્રેષ્ઠ છો એમ નથી. એવી બાહ્ય સમૃદ્ધિ તો કોઇ કોઇ ઇન્દ્રજાળીઆ પાસે પણ હોઇ શકે છે. પણ પ્રભુ! જેના લીધે આપ દેવાધિદેવ બન્યા, જેના લીધે આપની તીર્થંકરપણાની સમૃદ્ધિ ત્રણે ભુવનથી ચઢી ગઈ, તે છે આપની અપૂર્વ આત્મસિદ્ધિ આપની અમર દેશના. પ્રભુ ! આપે જોયું કે આ સંસાર સદા દુઃખમય છે. એમાં પડેલ આત્મા સુખ–દુઃખનાં આંદોલનોમાં સદાકાળ અથડાયા જ કરે છે. એ સંસારથી છુટા થવાનો ઉપાય ન શોધવામાં આવે ત્યાં સુધી આત્માને અમર શાન્તિ લાધવાની નથી અને તેથી પ્રભુ ! આપે આત્મસાધનાની શોધ કરી. એ શોધથી આપે આપના આત્માને સ્ફટિક જેવો નિર્મળ બનાવ્યો, અને આપના અનંત જ્ઞાનના બળે સંસારના દુઃખદાવાનળને શાંત કરવા માટે ઉપદેશની ગંગા વહેતી મૂકી. એ પુનીત ગંગાના કિનારે આવેલો આત્મા કદી તરસ્યો પાછો ફર્યો નથી. પ્રભુ ! આપે જોયું કે સંસાર આખો 'મત્સ્યગલાગલ' ન્યાયે દુઃખી થઈ રહ્યો છે. મોટું માછલું નાના માછલાને ગળી જાય, તેમ બળવાન જીવ નિર્બળ જીવને ગળાવી રહ્યો છે. અને આપે ઉત્કૃષ્ટ અહિંસાનો મહામૂલો મંત્ર સંસારને સમજાવ્યો. નહાના મોટા સૌ જીવને જીવવાનો સમાન અધિ

આપ સૌથી મહાન્ છો. દેવ! સંસારમાં સર્વ દેવોમાં આપનું તીર્થંકરપણું તિલક સમાન છે. તેથી હું આપના ભાલ ઉપર ભાવપૂર્વક તિલક કરૂં છું.

સોળ પ્રહર દઇ દેશના, કંઠ વિવર વરતુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તિણે ગળે તિલક અમૂલ. ૭

## હે દયાનિધિ ભગવન્ !

કોઈ ગારૂડીનો મનોહર મોરલીનાદ ભયંકર વિષધરને પણ શાંત કરી તેને ડોલાવે છે તેમ હે પ્રભુ! સમવસરણમાં બિરાજેલ આપના કંઠમાંથી નીકળતો, માલકોશ રાગભર્યો, યોજનગામી મધુર ઉપદેશ ધ્વનિ ભલભલા પાપી આત્માઓને શાંત કરી દે છે. પ્રભુ આપના કંઠમાંથી નીકળતી એ કરુણાભરી દેશનાએ સંસારનાં દુઃખોથી સંતપ્ત પ્રાણીઓ ઉપર અમીનાં છાંટણાં છાંટયા છે. નાથ! એ દેશનાના તાંતણે રોહિણેય સમા અનેક અધમ આત્માઓનો નિસ્તાર થયો છે, પ્રભુ! આપના કંઠમાંથી નીકળતા એ દેશના ધ્વનિને હું ભાવપૂર્વક વંદન કરૂં છું પ્રભુ! આપે સમવસરણમાં બિરાજી આપેલ દેશનાના એ ધ્વનિનો મહિમા હું શું વર્ણવી શકું? એ ધ્વનિએ માનવોને જ નહીં દેવતાઓને પણ મુગ્ધ કર્યા છે. સદા આનંદ વિલાસ અને વૈભવમાં મગ્ન રહેતા દેવતાઓ પણ આપના કંઠમાંથી નીકળતા એ દેશના અમૃતનું પાન કરવા માટે પોતાના વિલાસોને વેગળા મૂકે છે અને આપના ચરણ પાસે આવીને બેસે છે

ગોગ્ય આપના રૂપને એકવાર જોયા પછી મનુષ્યની દૃષ્ટિ બીજે કોઇ સ્થળે સંતોષ પામતી નથી. ચંદ્રોના કિરણોના જેવા ઉજ્જવલ ક્ષીરસમુદ્રનું જલપાન કર્યા પછી લવણસમુદ્રનું ખારૂં પાણી પીવાની કોણ ઇચ્છા કરે ? અર્થાત કોઇ ન કરે.' ( ભક્તામર શ્લોક ૧૧ )

'ત્રણ ભુવનમાં અદ્વિતીય અલંકારરૂપ હે પ્રભુ ! શાન્ત-રસની કાન્તિવાળા જે પરમાણુઓ વડે તમારૂં શરીર બન્યું છે, તે પરમાણુઓ પૃથ્વી પર તેટલા જ છે. કારણ કે આપની સમાન અન્ય કોઇમાં પણ એવી સુંદરતા નથી.' ( ભક્તામર શ્લોક ૧૨ )

' હે ત્રણ જગતના અધિપતિ ! હે પ્રભુ ! જેણે અન્ય કાર્યો દૂર કર્યાં છે અને ભક્તિવડે ઉલ્લાસ પામતા રોમાંચિત શરીરવાળા પ્રાણીઓ પૃથ્વીને વિષે તમારા ચરણયુગલને વિધિપૂર્વક ત્રણે કાળ પૂજે છે, તેઓ જ ધન્ય છે, તેમનો જ જન્મ સાર્થક છે.' ( કલ્યાણમંદિર શ્લોક ૩૪ )

'હે નાથ-ઘણા કાળથી સંચિત કરેલી તમારા ચરણ કમળની ભક્તિનું કાંઇ પણ ફળ હોય તો હે શરણ કરવા લાયક પ્રભુ ! માત્ર એક તમારા જ શરણવાળા એવા મારા આ ભવમાં અને બીજાં ભવમાં પણ તમે જ સ્વામી થજો.' ( કલ્યાણમંદિર શ્લોક ૪૨ )

આ રીતે અનુભવી મહાપુરુષોના ઉદ્દગારોથી સ્પષ્ટ સમજી શકાય છે કે શ્રી જિનમૂર્તિના આલંબનથી જે રીતે આત્મવિકાસ સુલભ બને છે તે બીજી રીતે સુલભ નથી. મૂર્તિનું આલંબન આત્મવિકાસમાં ઘણું જ જરુરી છે.

"હે નાથ! આપનું સર્વોત્તમ રૂપ જોનારા જીવો જો હર્ષથી પરિપૂર્ણ થતા નથી તો જો તેઓ સર્વજ્ઞ ન હોય તો પછી સંજ્ઞી હોવા છતાં પણ ખરેખર અસંજ્ઞી છે!"

( શ્રી ધનપાલ વિરચિત ઋષભ પંચાશિકા )

卐

"હે અર્હન્! આપ પરમ જ્યોતિવાળા છો, આત્મ-ઋદ્ધિના સ્વામી છો, મહાન આજ્ઞાવાળા છો, પરમૈશ્વર્યના ભોક્તા છો, મહાશાંત રસના નાયક છો, સિદ્ધના પર્યાયોની સંતતિ વાળા છો, કેવળજ્ઞાની છો અને આપની મૂર્તિ પરમ પાવન કરનારી છે એવા હે જિનેન્દ્ર! તમેજ મારી ગતિરૂપ થાઓ."

( શ્રી સિદ્ધસેન દીવાકર વિરચિત વર્ધમાન દ્વાત્રિંશિકા )

卐

"હે જિનેન્દ્ર! જે પુરુષના અંતઃકરણમાં આપના ચરણકમલનું યુગલ હંમેશાં સ્ફુરાયમાન થાય છે ત્યાં નક્કી ત્રણે જગતની લક્ષ્મી સહચારિણીની માફક આશ્રય કરવાને આવે છે."

"હે જિનેશ્વર! જેણે ભક્તિથી હંમેશા આપને નમસ્કાર કરેલો છે, સ્તવનો વડે સ્તુતિ કરી છે અને પુષ્પની માળાઓ વડે પૂજા કરી છે, તેના હાથમાં ચિંતામણિ રત્ન પ્રાપ્ત થયું છે અને તેના ઘરના આંગણામાં કલ્પવૃક્ષ ઉગ્યો છે."

( શ્રી કુમારપાલ વિરચિત સાધારણ જિન સ્તવન )

卐

ॐ नमोऽर्हद्भ्य ईशेभ्यः ।

## શ્રી અરિહંત પરમાત્માની ઉત્તમોત્તમતા—

### છ પ્રકારના પુરુષોનું સક્ષિપ્ત સ્વરૂપ—

શ્રી અરિહંત પરમાત્માની ઉત્તમોત્તમતા સમજવા માટે આ વિશ્વમાં વસતા મનુષ્યો મુખ્ય રીતિએ કેટલા પ્રકારના છે, તેને સંક્ષેપમાં જાણવું જરુરી છે. શ્રી તત્ત્વાર્થ સૂત્રની સંબંધ કારિકામાં સંક્ષેપમાં પણ અતિ સુંદર રીતિએ વિશ્વવર્તી છ પ્રકારના પુરુષોનું સ્વરૂપ નીચે મુજબ બતાવવામાં આવ્યું છે—

कर्माहितमिह चामुत्र, चाधमतमो नरः समारभते ।
इहफलमेव त्वधमो, विमध्यमस्तूभयफलार्थम् ॥ १ ॥

परलोकहितायैव, प्रवर्तते मध्यमः क्रियासु सदा ।
मोक्षायैव तु घटते, विशिष्टमतिः पुरुषः ॥ २ ॥

यस्तु कृतार्थोऽप्युत्तममवाप्य धर्मं परेभ्य उपदिशति ।
नित्यं स उत्तमेभ्यो—ऽप्युत्तम इति पूज्यतम एव ॥ ३ ॥

(૧) આ ત્રણ શ્લોકોનું તાત્પર્ય એ છે કે- આ લોક અને પરલોકમાં જેનાથી આત્માનું અહિત થાય એવા જ મહાતામસ અને રૌદ્ર કાર્યોમાં જે મનુષ્ય સદા પ્રવર્તે છે તેની ગણત્રી **અધમાધમ** વર્ગમાં થાય છે.

(૨) જે મનુષ્યો પરલોકમાં પોતાનું ગમે તે થાય તેની કાળજી રાખ્યા વિના "આ ભવ મીઠા તો પરભવ કોણે દીઠા" એ ઉક્તિ અનુસાર પરલોક નિરપેક્ષ માત્ર આ લોકના સુખને જ નજર સમક્ષ રાખીને પ્રવૃત્તિ કરે છે તેની ગણત્રી **અધમ** વર્ગમાં થાય છે. આવી વૃત્તિવાળા મનુષ્યો માત્ર એટલું જ જુએ છે કે, તેમને આ લોકમાં સુખ મળવું જોઈએ અને તેમનું આ લોકનું સુખ ટકી રહેવું જોઈએ.

(૩) પોતાને આ લોકમાં અને પરલોકમાં એમ બન્ને લોકમાં સુખ મળે, એવા કાર્યમાં જે મનુષ્ય પ્રવર્તે છે, તેની ગણત્રી **વિમધ્યમ** વર્ગમાં થાય છે. આવા જીવો પોતાને બન્ને લોકમાં સુખ જે રીતે મળે તે જાતની પ્રવૃત્તિ કરે છે.

(૪) જે મનુષ્ય પોતાના પરલોકને સુધારવા માટે જ બદ્ધકક્ષ બની શુભ ક્રિયામાં પ્રવર્તે છે અર્થાત્ આ લોકના સુખની અપેક્ષા રાખતા નથી પણ પોતાનો પરલોક ન બગડે તેની જ મુખ્ય કાળજી રાખીને તેઓ શુભ કાર્યોમાં પ્રવર્તે છે. આવા આત્માઓની ગણત્રી **મધ્યમ** વર્ગમાં થાય છે.

(૫) વળી વિશિષ્ટ બુદ્ધિમાન એવા જે પુરુષો આ લોકના સુખને માટે પણ નહિ, તેમ પરલોકના સુખને માટે પણ નહિ, પરંતુ સર્વ કર્મબંધનોથી મુક્ત થવા માટે અર્થાત્ સર્વ દોષોથી રહિત થવા માટે અને આત્મામાં છૂપાયેલા અનંત ગુણોને પ્રગટ કરી સર્વ ગુણથી સંપન્ન થવા માટે-મુક્તિ મેળવવા માટે સદા પ્રયત્નશીલ રહે છે અને એમાં જ અપ્રમત્તભાવે દત્તચિત્ત રહે છે, તેમની ગણત્રી ઉત્તમ પુરુષોના વર્ગમાં થાય છે.

(૬) પરંતુ જે મનુષ્ય ઉત્તમ ધર્મને પ્રાપ્ત કરીને પોતે સર્વથા કૃતકૃત્ય બનવા છતાં પણ બીજા જીવોના કલ્યાણને માટે સદા ઉત્તમ ધર્મનો ઉપદેશ આપે છે તેની ગણત્રી ઉત્તમથી પણ ઉત્તમ અર્થાત્ ઉત્તમોત્તમ વર્ગમાં થાય છે. અને તેથી જ તેઓ જગતમાં સૌથી શ્રેષ્ઠ સ્મરણીય, સ્તવનીય અને ધ્યાતવ્ય છે, તેમની ઉપાસના કરવાથી ચિત્તની પ્રસન્નતા થાય છે. એ ચિત્તપ્રસન્નતા અંતે સમાધિમાં પરિણમી પરિણામે નિઃશ્રેયસ-મુક્તિની પ્રાપ્તિમાં હેતુભૂત બને છે, તેનું વિશેષ વર્ણન શ્રી સિદ્ધર્ષિગણિકૃત ઉપમિતિ-ભવ-પ્રપંચા કથા નામના ગ્રન્થરત્નમાં તથા શ્રી ક્ષેમંકરગણિકૃત ષટ્ પુરુષ ચરિત્રમાં સુંદર રીતિએ કરવામાં આવ્યું છે. જેને વાંચતાં વિચારતાં વિવેકી જનોને શ્રી અરિહંત પરમાત્માના વિશિષ્ટ આત્મદ્રવ્યની પ્રતીતિ થાય છે અને તેથી તેમના પ્રત્યે અનાયાસે પોતાના હૃદયસાગરમાં ભક્તિભાવની છોળો ઉછળવા લાગે છે, જેનાથી કિલષ્ટ

કર્મનો વિચ્છેદ થાય છે અને આત્મા નિર્મળતાને પ્રાપ્ત કરે છે અર્થાત્ પોતામાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ આચરણને પ્રાપ્ત કરી પોતે નિર્મળ બને છે, તેથી અહીં "ષટ્ પુરુષ ચરિત્ર" નામના ગ્રન્થના આધારે અરિહંત પરમાત્માની ઉત્તમોત્તમતાનું વર્ણન રજુ કરવામાં આવે છે.

## ઉત્તમોત્તમ પુરુષોનું સ્વરૂપ—

શ્રી તીર્થંકર નામકર્મના ઉદયવાળા શ્રી અરિહંત પરમાત્મા, પરમ ઐશ્વર્યવાળા હોવાથી તેઓ ત્રણે લોકના પરમેશ્વર છે. ત્રણે લોકનું સાચું યોગક્ષેમ કરવાનું સામર્થ્ય ધરાવતા હોવાથી તેઓ સાચા અર્થમાં ત્રણે લોકના નાથ છે. ગુણ પ્રકર્ષની ટોચે પહોંચેલા હોવાથી તથા પૂજવા યોગ્ય બધા જ ગુણો તેમનામાં હોવાથી તેઓ ત્રણે લોકને પૂજાના પાત્ર છે, સ્તુતિ કરવા યોગ્ય છે, ધ્યાન કરવા યોગ્ય છે. સર્વ દોષથી રહિત અને સર્વ ગુણથી પરિપૂર્ણ હોવાથી તીર્થંકરો સર્વ જીવો કરતાં ઉત્તમોત્તમ છે.

કાળ અનાદિ છે અને સર્વ જીવો પણ અનાદિ છે એ ન્યાયે એ તીર્થંકર ભગવંતો જ્યારે અનાદિ-અવ્યવહાર રાશિમાં રહેલા હોય છે, ત્યારે પણ તેમના તેવા પ્રકારના ભવ્યત્વપરિપાકથી તેઓ બીજા જીવો કરતાં કેટલાક વિશેષ ગુણોના કારણે ઉત્તમ હોય છે. દૃષ્ટાંત તરીકે જેમ રત્નની ખાણમાં ઉત્પન્ન થયેલાં ચિંતામણિ રત્નો ભલે તે વખતે

ચારનું ઉલ્લંઘન કરવાની, લોભ કરવાની, માન કરવાની, કોઇને વંચના કરવાની કે ન્યાયવૃત્તિનું ઉલ્લંઘન કરવાની કે મન-વચન-કાયાથી કોઇપણ પ્રકારનાં પાપકર્મ કર-કરવાની વૃત્તિ જ થતી નથી. પાપ કરવાનો ભાવ જ પ્રગ-ટતો નથી આખું જગત તે વખતે ક્ષણવાર આંતરિક દોષોના અભાવવાળું બની જાય છે.

શ્રી તીર્થંકરના જન્મ સમયે લોકો સારાં સારાં કૃત્યો કરીને મનશુદ્ધિવાળા થાય છે. લોકોનાં ઇચ્છિત કાર્યોની સિદ્ધિ થાય છે. પારકાના ગુણગ્રહણ કરવાની વૃત્તિમાં અભિવૃદ્ધિ થાય છે, શ્રી તીર્થંકરોના જન્મ સમયે લોકો પોતપોતાને ઘેર મહોત્સવ કરે છે, માંગલિક ગીતો ગાય છે અને લોકો પરસ્પર વધામણાં-ભેટણાદિ કરે છે.

શ્રી તીર્થંકરોના જન્મ વખતે સ્વર્ગવાસી અને પાતાલવાસી દેવો પ્રમુદિત થાય છે અને તેઓ શાશ્વત ચૈત્યોને વિષે ભક્તિ મહોત્સવ કરે છે. દેવાંગનાઓ ધાવ માતાનું કામ કરે છે અને ભગવંતને નવાં નવાં વસ્ત્રાભરણથી શોભાવે છે, અનેક પ્રકારની આનંદ-પ્રમોદ પમાડનારી ક્રીડાઓ પ્રભુને કરાવે છે. ભગવંતના દેહની પુષ્ટિ માટે ભગવંતના જમણા હાથના અંગુઠામાં દેવેન્દ્ર અમૃતનો સંચાર કરે છે. બાલ્યાવસ્થામાં પણ તીર્થંકર ભગવંતો શ્રેષ્ઠ પ્રકારના મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાનથી સહિત હોય છે. અપરિમિત બલ અને પરાક્રમવાળા હોય છે અને તેથી દેવતાઓ, અસુરો અને મનુષ્યોથી તેઓ ક્ષોભ પામતા

નથી—ડરતા નથી. બીજા બાળકો કરતાં તેઓ અત્યંત ઉત્તમ સ્વભાવવાળા હોય છે. ત્રણે લોકની રક્ષા કરવાને અપરિમિત શક્તિવાળા હોય છે. અધ્યયન કર્યા વિના જ વિદ્વાન હોય છે. શિખ્યા વિના જ સર્વ કલાઓમાં કુશળ હોય છે, અલંકાર વિના જ સર્વ અંગોથી ઉત્તમ સૌભાગ્યવાળા હોય છે. બાલકપણામાં વાણી અવ્યક્ત હોવા છતાં તેમની બોલચાલ દેવતાઓ, મનુષ્યો અને અસુરોને આનંદ પમાડનારી હોય છે.

બાલસ્વભાવજન્ય ચપળતા–ચંચળતા તેમનામાં હોતી નથી. પોતાને તથા અન્ય કોઈને ઉપતાપ-સંક્લેશ ન થાય એવા સ્વભાવવાળા હોય છે, તેમની તમામ ચેષ્ટાઓ લોલુપતા વિનાની હોય છે સર્વ જ્ઞેય વસ્તુનું તેમને જ્ઞાન હોવાથી તેઓ અલ્પ ઇચ્છાવાળા હોય છે.

તીર્થંકરોનું શરીર જન્મથી જ રોગ, પરસેવો અને મેલ વગેરેથી રહિત હોય છે. તાજા વિકસિત કમળની માફક તેમનો દેહ તથા તેમનું મુખ અત્યંત સુગંધી હોય છે. ગાયના દુધની ધારા જેવા શ્વેત રૂધિર અને આમિષવાળા તેઓ હોય છે. તેઓના આહાર–નિહાર ચર્મચક્ષુવાળાને અગોચર હોય છે અર્થાત્ ચર્મચક્ષુવાળા તેમના આહાર–નિહાર જોઈ શકતા નથી. ઉપરના ચાર અતિશયો તીર્થંકરોને જન્મથી જ સહજ-સ્વાભાવિક સિદ્ધ હોય છે.

ત્યારપછી યૌવનકાળે તો અનુપમ રૂપ અને સૌભાગ્યથી ઉત્પન્ન થઈ છે પવિત્રતા જેને એવા તેમના

અર્થ—આપ જ્યારે દેવેન્દ્રો અને નરેન્દ્રોની સંપદાઓને ભોગવતા હો છો ત્યારે પણ હે નાથ! અંદરથી તો આપ વિરક્ત જ હો છો તે વખતે પણ આપનો આત્મા તો વૈરાગ્યવાસિત જ હોય છે.

સમગ્ર વિશ્વમાં એવી કોઇપણ રમણીય ભોગસંપત્તિ નથી કે જે તેમના મનમાં રાગ ઉત્પન્ન કરી શકે. કારણ કે તેઓ નિર્મળ જ્ઞાનબળથી એમ જાણતા જ હોય છે કે સંસારમાં વાસ્તવિક રીતે એવી કોઇ પણ સારભૂત વસ્તુ છે જ નહિ અને તેથી તેમના મનને સાંસારિક કોઇપણ પદાર્થ આકર્ષી શકતા નથી. સાંસારિક કોઇપણ પદાર્થોમાં તેમનું મન લીન થતું નથી.

તીર્થંકરોની અંતરંગ આવી વિરક્તિ હોવા છતાં પણ તેઓ વિધિપૂર્વક ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણે પુરુષાર્થો સિદ્ધ કરે છે અને જ્યારે ચોથો મોક્ષ પુરુષાર્થ સાધનાનો અર્થાત દીક્ષા ગ્રહણ કરવાનો સમય થાય છે, ત્યારે તે અવસરને પણ પોતે પોતાની મેળે જ જ્ઞાનબળથી જાણતાં જ હોવા છતાં પણ લોકમાં પ્રભાત સમયે, રાજાને જેમ નિયુક્ત પુરુષો શંખ, ભેરી વગેરે વાજીંત્રના મધુર સંગીતથી જાગૃત કરે છે, તેમ પાંચમા દેવલોકમાં વસનારા લોકાંતિક દેવોનો એવો કલ્પ-આચાર હોવાથી તેઓ દેવલોકમાંથી ભગવંતની પાસે આવીને ભગવંતને પણ " જય જય " આદિ શબ્દથી દીક્ષા સમયનો ખ્યાલ આપે છે.

ત્યારપછી ગામોમાં, પુરોમાં અને નગરોમાં પડહ

વગડાવીને "વરવરિકા"ની ઉદ્ઘોષણા કરાવવામાં આવે છે. "વરવરિકા" એટલે જેને જે જોઇએ તે માગી લેવાની જાહેરાત. અને તે પછી દરરોજ સોનું, ચાંદી, રત્ન, માણિક્ય, વસ્ત્ર, આભરણ, હાથીઓ, ઘોડાઓ વગેરે જેને જે જોઇએ તે વસ્તુઓ આપીને એક વર્ષ સુધી પ્રતિદિન ભગવાન સાંવત્સરિક મહાદાન આપે છે. આ સાંવત્સરિક દાન આપતી વખતે ભગવાનની બધા લોકો ઉપર એક સરખી કૃપા હોય છે એ રીતે સાંવત્સરિક દાન દ્વારા સમગ્ર પૃથ્વીને ઋણ રહિત કરવામાં આવે છે અને તે વખતે ભગવંતના યશ અને ભગવંતની કીર્તિનો દશે દિશાઓમાં ડંકો વાગે છે.

ત્યારપછી ભગવંતના દીક્ષાસમયને ચોસઠે ઇન્દ્રો અવધિજ્ઞાનથી જાણે છે અને તેઓ બધા પોતપોતાના પરિવાર સાથે ભગવંતની પાસે આવે છે અને તેઓ સર્વ સમૃદ્ધિ વડે અને સર્વ પ્રકારે ઉત્કૃષ્ટ રીતે પ્રભુની દીક્ષાનો અષ્ટાહ્નિકા મહોત્સવ કરે છે. ત્યારપછી ભગવાન પોતાના હાથે પંચમુષ્ટિ લોચ કરી સિદ્ધભગવંતોને નમસ્કાર કરી સ્વયં દીક્ષા ગ્રહણ કરે છે. પૂર્વ જન્મમાં પાળેલા ચારિત્રના અભ્યાસથી અને જન્મથી જ જ્ઞાન સહિત હોવાથી ભગવાન પોતાની મેળેજ સર્વ શિક્ષાઓના રહસ્યને જાણતા હોય છે. તેઓનું ચિત્ત માત્ર મોક્ષમાંજ બંધાયેલું હોય છે. પોતાને શું શું ઉચિત આચરણ કરવાનું છે તે બધું તેઓ જાણે છે. તેઓ પૃથ્વીતલ ઉપર દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવવડે અપ્રતિબદ્ધ– કોઇ ઠેકાણે બંધાયા વિના સર્વત્ર અનાસક્તભાવે વિચરે

છે અને સાધનાકાળમાં તેમને જે કોઇ પરિષહો અને ઉપસર્ગો ઉત્પન્ન થાય છે, તેને સમ્યક્ પ્રકારે સહન કરે છે. કહ્યું છે કે-

रागदोसक्कसाए, इंदियाणि अ पंचवि ।
परिसहे उवसग्गे नामयंता नमोऽरिहा ॥ १ ॥

અર્થ-રાગ, દ્વેષ. કષાય, પાંચ ઇન્દ્રિયો, પરિષહો અને ઉપસર્ગોને નમાવનારા એવા અરિહંતને નમસ્કાર થાઓ.!

આ રીતે તેઓ સમસ્ત બાહ્ય અને અભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરે છે અને તેથી તેઓ નિર્ગ્રંથ કહેવાય છે.

તેઓ સર્વ જીવો પ્રત્યે અહિંસાદિ ધર્મનું આચરણ કરે છે અને મૈત્રી, પ્રમોદ કરૂણા અને મધ્યસ્થ ભાવનાઓથી તેઓ ધર્મધ્યાનને સ્થિર કરે છે અને ત્યારપછી ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષ આદિના આલંબનોથી શુક્લધ્યાન ઉપર આરૂઢ થાય છે, ત્યારપછી ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થઈ ચાર ઘાતિકર્મોનો ક્ષય કરે છે અને તેથી સર્વદ્રવ્યો અને તેઓના સર્વપર્યાયોને સાક્ષાત્કાર કરતું કેવળજ્ઞાન અને કેવળદર્શન તેમને ઉત્પન્ન થાય છે.

કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં જ તે ભગવંતોને તીર્થંકર નામકર્મની પ્રકૃતિનો ઉદય થાય છે. અહીં ગ્રંથકર્તા વિવેકી શ્રોતાજનોને કહે છે કે-હે ભાગ્યશાળીઓ ! શ્રી તીર્થંકરોની તીર્થંકર નામ પ્રકૃતિનો મહિમા સાવધાન થઇને સાંભળો તેનો એવો મહિમા છે કે જ્યાં જ્યાં તે ભગવંતો ધર્મદેશના આપે છે ત્યાંની યોજનપ્રમાણ ભૂમિનું વાયુકુમાર દેવો

પ્રમાર્જન કરે છે. જગ્યાને સાફસુફ કરે છે મેઘકુમાર દેવો સુગંધિ જળથી સિંચન કરે છે. ઋતુકુમાર દેવો સુગંધ યુક્ત પાંચ વર્ણવાળા પુષ્પોની વૃષ્ટિ કરે છે. વ્યંતર દેવતાઓ મણિઓ, રત્નો અને સુવર્ણથી જડિત એક યોજન પ્રમાણ પીઠબંધ કરે છે તે પીઠબંધ ઉપર વૈમાનિક દેવતાઓ મણિમય કાંગરાઓથી યુક્ત રત્નમય ચાર દરવાજા યુક્ત પ્રથમ ગઢ બનાવે છે તે ચારે દરવાજા પતાકાઓ, તોરણો ધ્વજાઓ અને પુતળીઓથી સુશોભિત હોય છે.

તે પહેલા ગઢને ફરતો રત્નમય કાંગરાઓવાળો, ચાર દરવાજાથી યુક્ત સોનાનો બીજો ગઢ જ્યોતિષી દેવતાઓ બનાવે છે.

તે બીજા ગઢને ફરતો સોનાના કાંગરાથી સુશોભિત, ચાર દરવાજા યુક્ત ભવનપતિ દેવતાઓ ત્રીજો રૂપાનો (સૌથી બહારનો) ગઢ બનાવે છે. શ્રી તીર્થંકરોના પવિત્ર પુણ્ય-પ્રભાવથી ચૈત્યવૃક્ષ, રત્નમયપીઠ, દેવછંદ, સિંહાસન વગેરે બીજી રચનાઓ પણ ઉત્કૃષ્ટ ભક્તિને ધારણ કરનાર દેવતાઓ કરે છે.

ત્યારપછી તીર્થંકર ભગવંતો જ્યારે આવવાના હોય છે, ત્યારે દેવોએ પ્રભુના પગ નીચે અનુક્રમે મૂકેલા નવ સોનાનાં કમળો ઉપર પગ મૂકતા મૂકતા પ્રભુ આવે છે અને તેઓ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક એમ ચારે નિકાયના દેવેન્દ્રોથી પરિવરેલા સમવસરણમાં પધારે છે.

ત્યાં તીર્થને પ્રણામ કરે છે અને સિંહાસન ઉપર પ્રભુ પૂર્વાભિમુખ બિરાજમાન થાય છે. તે વખતે ભગવાનના સર્વાભિમુખ્યત્વ નામના અતિશયના પ્રભાવથી દેવતાઓ બીજી ત્રણ દિશાઓમાં ભગવંતના ત્રણ રૂપની રચનાઓ કરે છે. તે વખતે બારે પર્ષદા પોતપોતાના સ્થાને બેસી જાય છે અને ભગવંત યોજનગામિની, સર્વસંદેહનાશિની, સર્વે પ્રાણીઓ પોતપોતાની ભાષામાં સમજી શકે તેવી અને મોક્ષ-માર્ગને પ્રકાશનારી ધર્મદેશના આપે છે.

ત્યારપછી જગતના ગુરુ, જગતના નાથ, જગતના તારક, અનંતગુણોના કારણે સર્વોત્તમ, અનંત શક્તિવાળા, અનંતમહિમાવાળા, ચોત્રીશ અતિશયોથી સંયુક્ત, આઠ મહાપ્રાતિહાર્યથી શોભતા, વાણીના પાંત્રીશ ગુણોવડે દેવોના, અસુરોના, મનુષ્યોના અને તિર્યંચોના સમૂહને આનંદિત કરતા, ત્રણે ભુવનને ગુણોવડે પુષ્ટ કરતા, અઢાર દોષોથી રહિત અને જઘન્યથી ચારે નિકાયના એક કરોડ દેવોથી યુક્ત, આવા ભગવંતો પોતે સર્વથા કૃતાર્થ હોવા છતાં પણ પરોપકાર માટે આ પૃથ્વી ઉપર વિહાર કરે છે.-વિચરે છે. કહ્યું છે કે—

चउतीसअइसयजुआ, अट्ठमहापाडिहेरकयसोहा ।
तित्थयरा गयमोहा, झाएअव्वा पयत्तेण ॥ १ ॥

અર્થઃ-ચોત્રીશ અતિશયથી યુક્ત, આઠ મહાપ્રાતિહાર્યની શોભાવાળા અને મોહ વિનાના એવા તીર્થંકરોનું ધ્યાન પ્રયત્નપૂર્વક કરવું જોઈએ.

રહિત અને રાગદ્વેષ તથા મોહરૂપ મોટા શત્રુઓપર વિજય કરનારા આવા જે દેવ હોય તેઓને જ જગતમાં દેવાધિદેવ એવું નામ છાજે છે. એવાઓનેજ દેવાધિદેવનું બિરૂદ શોભે છે.

એ પ્રમાણે ગુણોના સમૂહથી મહાન્ ત્રણે લોકમાં મહાન પ્રતિષ્ઠાને પામેલા, સર્વ દેવતાઓ, અસુરો અને મનુષ્યોમાં સૌથી શ્રેષ્ઠ સૌથી ઉત્તમ એવા ભગવંત પૃથ્વીતલ ઉપર વિચરીને કુમતરૂપી અંધકારનો નાશ કરે છે અને સત્યપંથરૂપી પ્રકાશને પાથરે છે. તેઓ અનાદિ અને પ્રબલ એવા મિથ્યાત્વનો નાશ કરે છે, જિનશાસનની મહાન્ ઉન્નતિ કરે છે, જાણવા લાયક પદાર્થોને યથાર્થ રૂપમાં જણાવે છે. અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ કરીને ભવભ્રમણના પ્રબલ કારણરૂપ તેમના કુબોધ–અજ્ઞાનનો નાશ કરે છે.

ત્યારપછી આયુષ્ય કર્મના અંતે શુકલધ્યાન વડે ભવોપગ્રાહી ચાર અઘાતિ કર્મનો ક્ષય કરીને એક જ સમયની ઋજુશ્રેણિવડે લોકના અગ્રભાગ ક્ષેત્રરૂપ મોક્ષમાં જાય છે, તેઓ લોકાગ્રથી ઉપર જતા નથી કારણ કે અલોકમાં જવા માટે ઉપગ્રહનો અભાવ છે, તેઓ નીચે પણ આવતા નથી કારણે નીચે આવવા માટે જે ભારેપણું જોઇએ તે તેમનામાં નથી, યોગ–પ્રયોગનો અભાવ હોવાથી તેઓ તિર્છા પણ જતા નથી પણ સદાકાળ લોકના અગ્રભાગે સિદ્ધશિલા ઉપર બિરાજી રહ્યા હોય છે.

જે વખતે તીર્થંકર ભગવાન નિર્વાણ પામે છે તેજ વખતે અવધિજ્ઞાનથી ભગવાનના નિર્વાણને જાણીને પરિવાર સહિત ચોસઠે ઇન્દ્રો નિર્વાણભૂમિમાં આવે છે. ગોશીર્ષ ચંદન વગેરે સુગંધિ પદાર્થોથી ભગવંતના દેહનો અંતિમ સંસ્કાર કરે છે અને તમામ શાશ્વત ચૈત્યોમાં અષ્ટાહ્નિકા મહોત્સવ કરે છે.

આ રીતે શ્રી તીર્થંકર ભગવંતોનું અનાદિ સંસારમાં પરિભ્રમણ, તેઓનું ચ્યવન, તેઓનો જન્મ, તેઓનો ગ્રહવાસ, તેઓની દીક્ષા, તેઓનું કેવળજ્ઞાન તેઓનો નિર્વાણ-મોક્ષ વગેરે બધું જ ખરેખર અલૌકિક હોય છે. અને તેથી જ શ્રી તીર્થંકર ભગવંતો સંસારના બીજા સર્વ જીવોથી સર્વ પ્રકારે ઉત્તમોત્તમ હોય છે.

उत्तमोत्तमतया तया तया, विश्वविश्वसुखदायिनो जिनाः ।
अक्षयाखिलसुखादिमेदुराः प्रापुरव्ययं पदं महोदया ॥१॥

ભાવાર્થઃ-શ્રી તીર્થંકર ભગવંતો કે જેઓ મહાન ઉદયવાળા છે, કદિપણ ક્ષય ન પામે તેવા અક્ષય અને સંપૂર્ણ સુખ આદિમાં મગ્ન થયેલા છે પોતે અવ્યય-મોક્ષ-પદને પ્રાપ્ત થયેલા છે અને ઉપર જણાવવામાં આવ્યું છે તેમ તે ભગવંતો પોતાની તે તે પ્રકારની ઉત્તમોત્તમતા વડે વિશ્વને સર્વ પ્રકારે સર્વ સુખો આપનારા છે.

॥ जिना जयन्तु सर्वत्र ॥



તથા અંતે ઇપ્સિતપુર પ્રાપ્તિ એ મુક્તિપુરી છે. એ નગરીમાં કોઈ પણ પ્રકારનો ક્લેશ છે જ નહિ અને એકલું સુખ, સુખ અને સુખ જ છે.

તે સુખ અનુપમ, અનુત્તર, વિશુદ્ધ, સ્વાધીન, અને અવિનાશી--કદી પણ ક્ષય ન પામે તેવું છે.

મનુષ્યભવરૂપી નગરથી માંડી મુક્તિનગરીની પ્રાપ્તિ સુધી વચ્ચે આવતા અંતરાયો અને અટવી એટલા બધા વિષમ છે કે સાર્થવાહ વિના કે સાર્થિકોની સહાય વિના તે સઘળાનો પાર પામી શકાય તેમ નથી.

તેથી મુક્તિનગરી પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ શ્રી અરિહંત પરમાત્મા અને તેમના શાસનનું આદરપૂર્વક અહર્નિશ શરણ કરવું અત્યંત આવશ્યક છે.

---

## તું ત્રિભુવન શિરતાજ.

શ્રી સુપાર્શ્વ જિનરાજ. તું ત્રિભુવન શિરતાજ;
આજ હો છાજે રે ઠકુરાઈ, પ્રભુ તુજ પદ તણીજી.
દિવ્યધ્વનિ સુરફૂલ, ચામર છત્ર અમૂલ;
આજ હો રાજે રે ભામંડલ ગાજે દુંદુભિજી.
અતિશય સહજના ચાર. કર્મ ખપ્યાથી અગ્યાર;
આજ હો કીધા રે ઓગણીસે સુરગણ ભાસુરે જી.
વાણી ગુણ પાંત્રીસ. પ્રાતિહારજ જગદીશ;
આજ હો રાજે રે દિવાજે છાજે આઠશું જી.
સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજ હો સ્વામી રે શિવગામી વાચક યશ થુણ્યોજી.

## દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્માના ચોત્રીસ અતિશયો.

અતિશય એટલે સમસ્ત જગતથી ચડીયાતી અવસ્થા, લોકમાં ચમત્કાર કરનારી લોકોત્તર સ્થિતિ. શ્રી અરિહંત પરમાત્માઓને આવા ચોત્રીસ અતિશયો હોય છે તેમાં ચાર અતિશયો જન્મથી હોય છે, અગિયાર અતિશય કર્મક્ષયથી ઉત્પન્ન થાય છે અને ઓગણીસ અતિશયો દેવકૃત હોય છે. આ ચોત્રીસ અતિશયોનું હૃદયંગમ વર્ણન કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ "અભિધાન ચિંતામણિ"ના દેવાધિદેવ નામના કાંડમાં તથા "શ્રી વીતરાગ સ્તોત્ર" તથા "યોગશાસ્ત્ર" આદિ ગ્રન્થોમાં સુગમ્ય કાવ્યોમાં કર્યું છે. અહીં એ ચોત્રીશ અતિશયોને પ્રથમ નામમાત્રથી અને પછી તેની થોડી વધુ વિગત જોઈએ.

### ૪. મૂળ અતિશય.

(૧) અદ્ભુત દેહ (૨) સુગંધિ શ્વાસ
(૩) રૂધિર સફેદ અને માંસ સારા વર્ણોદિવાળું. (૪) અદૃશ્ય આહાર-નિહાર.

### ૧૯. દેવકૃત અતિશય.

(૧) દાઢી મૂછ માથાના વાળ ન વધવા. (૨) જઘન્યથી ક્રોડ દેવ સાથે હોય.

(૩) ચાલતાં સ્વર્ણ કમળ. (૪) કાંટા ઉંધા થાય.
(૫) વૃક્ષ નમન. (૬) પંખી પ્રદક્ષિણા દે.
(૭) અનુકૂળ પવન. (૮) ઋતુની અનુકૂળતા.
(૯) ધર્મચક્ર. (૧૦) રત્નમય ધ્વજ.
(૧૧) ત્રણ ગઢ સહિત સમવસરણ. (૧૨) દુન્દુભિનાદ.
(૧૩) અશોક વૃક્ષ. (૧૪) ત્રણ છત્ર.
(૧૫) જલવૃષ્ટિ. (૧૬) પુષ્પવૃષ્ટિ.
(૧૭) રત્નસિંહાસન. (૧૮) પ્રભુ ચતુર્મુખ.
(૧૯) ચામર.

## ૧૧. કર્મક્ષય કૃત અતિશય.

(૧) સવાસો જોજન સુધી લોકમાં રોગ નહિં. (૨) પરસ્પર વૈર-વિરોધ નહિ
(૩) ઉંદર વગેરેના ઉપદ્રવ નહિ. (૪) મારી (પ્લેગ કોલેરા નહિ
(૫) અતિવૃષ્ટિ (હેલી) નહિ. (૬) અવૃષ્ટિ ( વર્ષાનો અભાવ ) નહિ
(૭) દુષ્કાળ (ભિક્ષાનો અભાવ) નહિ. (૮) આંતર બળવો કે પરરાજાનું આક્રમણ નહિ
(૯) પ્રભુના મસ્તક પાછળ ભામંડળ (૧૦) જોજનના સમવસ જેમાં કોટાકોટિ દેવ મનુષ્ય તિર્યંચ સમા

(૧૧) પ્રભુની વાણી જોજન
સુધી સંભળાય, ને તે
તિર્યંચ-મનુષ્ય દેવતાની
ભાષામાં પરિણમે. તે
પાંત્રીસ અતિશયવાળી હોય *

## અતિશયોની થોડીક વધુ વિગત.

દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્માનો આત્મા કેવી કેવી અલૌકિક શક્તિઓ ધરાવે છે, તેનો ખ્યાલ આ ચોત્રીસ અતિશયો ઉપરથી આવી શકે છે.

### જન્મથી ચાર અતિશય.

(૧) માતાના ગર્ભમાં આવતાં જ, પ્રભુનો દેહ અદ્ભુત તૈયાર થાય છે. સર્વોત્તમ દેવ-અનુત્તરવાસી દેવના દેહ કરતાં અતિશય ચઢીયાતા આહારકલબ્ધિના સુંદર દેહથી પણ અતિશય રૂપાળો દેહ ગણધરદેવનો ગણાય છે, તેના કરતાં પણ અનંતગુણ લાવણ્ય-સૌંદર્યવાળું અને રૂપાળું તીર્થંકર પરમાત્માનું શરીર હોય છે. માતાના ગર્ભમાં આવા દેહનું નિર્માણ થવું એમાં શ્રી અરિહંત પરમાત્માની વિશિષ્ટ લોકોત્તર પુણ્યશક્તિ કામ કરે છે, પ્રભુના દેહના પુદ્ગલોની ગંધ પણ મનોહર હોય છે. એ દેહમાં જીવનભર કદી રોગ થતા નથી, પરસેવો પણ થતો નથી, મેલ જામતો

---

* શ્રી અરિહંત પરમાત્માની વાણીના પાંત્રીસ ગુણોનું વર્ણન હવે પછીના પ્રકરણમાં આપવામાં આવશે.

નથી, અને એ શરીરના બલનું તો વળી પૂછવું જ શું? તેઓ વિશ્વમાં સૌથી અધિક બલના ધારક હોય છે.

(૨) તેમનો શ્વાસોચ્છ્વાસ કમળ જેવો સુગંધિદાર હોય છે.

(૩) તેમના દેહમાંનું લોહી ગાયના નિર્મળ દૂધ જેવું સફેદ, દર્શનીય અને દુર્ગંધ વિનાનું હોય છે, તથા માંસાદિ ધાતુઓ જરાય બિભત્સ નહિ, જરાય દુર્ગંધવાળી નહિ પણ ઉલટી રમણીય, દર્શનીય, ને સારા વર્ણાદિવાળી હોય છે.

(૪) પ્રભુના દેહથી થતી આહાર લેવાની ક્રિયા કે મળ-મૂત્રના વિસર્જનની ક્રિયા અદૃશ્ય રહે છે, જેથી બીજાઓ ચર્મચક્ષુથી એ જોઈ શકતા નથી. શ્રી અરિહંત પરમાત્માના મહાન પુણ્યના પ્રભાવે તેમને આ ચાર અતિશયો જન્મથી જ સાથે હોય છે.

## દેવકૃત ઓગણીસ અતિશય.

(૧) પ્રભુ ચારિત્ર લે તે વખતે પંચમુષ્ટિથી દાઢી, મૂછ અને મસ્તકના કેશનો લોચ કરી નાખે છે, પછી ઠેઠ નિર્વાણ સુધી ત્યાં વાળ વધતા નથી, નખ પણ વધતા નથી. દીક્ષા સમયે જેવી સ્થિતિ હોય છે તેવી જ રહે છે.

(૨) ત્યારપછી જ્યારે પ્રભુ કેવળજ્ઞાન પામે એટલે ઓછામાં ઓછા એક ક્રોડ ભવનપતિ વગેરે દેવતાઓ પ્રભુની સેવામાં સાથે જ રહે છે, દેવતાઈ મહાસુખને પણ દુઃખના કારણરૂપ સમજી આત્મકલ્યાણ ઝંખતા દેવતાઓ આત્મ-કલ્યાણની મૂર્તિ સમા શ્રી વીતરાગ અરિહંત નાથની પાસે દોડી દોડીને તેમની સેવા કરવા આવે છે.

(૩) પ્રભુ જ્યારે ચાલે છે, ત્યારે પ્રભુને ચાલતાં પૃથ્વી પર પગ અડાડવાનો હોતો નથી; કેમ કે ચાલતી વખતે પગ મૂકવાના સ્થાન પર નીચે સુવર્ણ કમલ રચાઇ ગયા હોય છે. તેમાંથી બે કમલ પર પગ પડેલા દેખાય છે, બીજા સાત કમળ હોય છે. એમાં આગળ પગલાં માંડતા ઠેઠ પાછળનુ કમળ આગળ આવીને ઉપસ્થિત થઇ જાય છે સુવર્ણના આ કમળ અતિ કોમળ, મહામુલાયમ હોય છે.

(૪) પ્રભુ ચાલે ત્યાં કાંટા ચતા હોય તે ઉંધા થઇ જાય છે, અર્થાત્ અણીયો જમીન તરફ નીચી વળી જાય છે.

(૫) વળી આજુબાજુના વૃક્ષ પ્રભુને નમી જાણે નમસ્કાર કરતા દેખાય છે.

(૬) પખીઓ પણ પ્રભુને પ્રદક્ષિણા દે છે.

(૭) પરમાત્મા વિચરે ત્યાં પવનના ઉપદ્રવ મટીને વાયુની લહેરી અનુકૂળ વહેતી થઇ જાય છે.

(૮) વસંત વિગેરે છએ ઋતુઓને યોગ્ય સારાં પત્ર-ફૂલ-ફળ વગેરે પદાર્થો ખીલી ઉઠે છે.

પરમાત્મા ચાલે ત્યાં ધર્મચક્રાદિ પાંચ વિશિષ્ટ વસ્તુઓ સાથે જ અદ્ધર આકાશમાં ચાલે છે. તે આ પ્રમાણે—

(૯) ધર્મચક્ર કે જે બહુ તેજસ્વી હોય છે, આરાથી શોભતું હોય છે, અને એને દશણનું જોડલું સેવતું હોય છે.

(૧૦) રત્નમય ધ્વજ પણ ઉંચા કનકમય દંડ ઉપર રત્નની અનેક બીજી નાની ધ્વજાઓથી દીપી રહ્યા હોય છે.

(૧૧) પાદપીઠ (બેઠા પગ મૂકવાનો બાજોઠ) સહિત સિંહાસન પણ અદ્ધર સાથે જ ચાલે છે.

(૧૨) તેમજ પ્રભુના માથે એકેકથી મોટા એવા ત્રણ છત્ર મોતીઓના ઝુમખાથી પરિવરેલા સાથે જ ચાલે છે.

(૧૩) વળી પ્રભુને ચાલતાં બે બાજુ યક્ષના હાથમાં ચામર વીંઝાય છે.

(૧૪) પ્રભુ જ્યાં સ્થિર થાય ત્યાં જોજન જેટલી ભૂમિ પર ધૂળ ન ઉડે એ માટે સુગંધિત જલનો વરસાદ થઈ જાય છે.

(૧૫) પ્રભુને દેશના દેવા માટે એક જોજન પ્રમાણ ભૂમિ પર ભવનપતિ, જ્યોતિષ અને વૈમાનિક દેવો અનુક્રમે ચાંદીનો સોનાનો, ને રત્નનો એમ ત્રણ કિલ્લા રત્નની કાંગરીવાળા એકેકની ઉપર રહે છે.

(૧૬) એના પર પુષ્પની વૃષ્ટિ થાય છે. એ પુષ્પોના ડીંટીયા નીચા હોય છે અને પાંખડી ઊંચી હોય છે. ત્યાં ચાલતા-બેસતા તિર્યંચ મનુષ્યોથી એને પરમાત્માના અતિશયના પ્રભાવે કિલામણા નથી થતી; પણ ઉલટું વિકસ્વરતા અનુભવે છે.

(૧૭) સમવસરણની મધ્યમાં અશોક વૃક્ષ રચાય છે, તે આખા સમવસરણમાં આવેલા જીવોને છાયા આપે છે. એની

સુગંધિ વળી એવી અદ્ભુત હોય છે કે ભમરા દોડી આવી એની આસપાસ ગુંજતા રહે છે.

(૧૮) પરમાત્માને બેસવા માટે ઝાડ નીચે પૂર્વ દિશા સન્મુખ મુખ્ય રત્ન સિંહાસન સ્થપાય છે, અને બાકીની ત્રણ દિશામાં પણ બરાબર પ્રભુના જેવી આકૃતિવાળા પ્રતિબિંબ સિંહાસન પર સ્થપાય છે, જેથી ચારે દિશામાં સૌને એમ લાગે છે કે પ્રભુ અમારી સામે છે આમ પ્રભુની ચતુર્મુખતા થાય છે.

(૧૯) ત્યાં દેવતા ઊંચે દુન્દુભિ-ભેરી વગાડે છે; જેથી ચારે બાજુના પ્રદેશને આ ધર્મનરેસર પરમાત્મા પધાર્યાની ખબર પડે છે, અને આવીને દર્શન-વંદન-વાણી-શ્રવણનો લાભ લેઈ સમ્યક્ત્વાદિ ધર્મ પામે છે.

આ ઓગણીસ અતિશયો ખાસ દેવો પરમાત્મા ઉપરની અનુપમ ભક્તિથી પ્રેરાઇને રચે છે. એ વખતે જનતામાં કેવું ય મહાન આકર્ષણ થતું હશે! એ તો નજરે જોનાર કે વિશિષ્ટ જ્ઞાની અનુભવી શકે. એના યોગે લાખો કરોડો જીવોને પરમાત્મા તરફ ખેંચાણ થાય છે, એમાં કેટલાકના તો આ સમૃદ્ધિ જોઇને જ મિથ્યાત્વાદિ દોષો ભાગી જાય છે.

## કર્મક્ષયથી ઉત્પન્ન થતા ૧૧ અતિશય.

પરમાત્મા ચરમ ભવમાં પણ ઉચ્ચ સાધના કરીને જ્યારે શુક્લધ્યાનના દાવાનળમાં અનંતાનંત ઘાતી કર્મના દળીયાંને જડમૂળમાંથી બાળીને ભસ્મીભૂત કરે છે, ત્યારે વીત-

૨૬ વિભ્રમાદિવિયુક્ત-વક્તાના મનમાં ભ્રાન્ત વિક્ષેપ વગેરે કોઇ દોષ નથી હોતા.

૨૭ ચિત્રકારી-વાણી શ્રોતાના દિલમાં અવિચ્છિન્ન રસ અને આતુરતા જાળવી રાખનારી હોય છે. આતુરતા એટલે 'હવે શું કહેશે ? હવે શું આવશે ?' એ જિજ્ઞાસા.

૨૮ અદ્દ્ભુત-દુનિયામાં બીજા ભલભલા વક્તાની વાણી કરતાં અતિશય ચઢીયાતી અને ચમત્કારિક વાણી હોય છે.

૨૯ અનતિવિલમ્બી-એટલે કે ઝટપટ ઝટપટ બોલાઇ ગયેલી નહિ, તેમ બહુ જ ધીરે ધીરે જાણે અટકી અટકીને વિચાર કરી કરીને વિલંબે બોલાતી હોય એવું પણ નથી.

૩૦ અનેક જાતિ વિચિત્ર-વાણીમાં વર્ણનીય વસ્તુના સ્વરૂપના વર્ણનો અનેક જાતના આવે છે, તેથી વાણી દલદાર હોય છે.

૩૧ આરોપિત વિશેષતાવાળી-એટલે કે પ્રભુના વચને વચનમાં બીજા વચન કરતાં વિશેષતા સ્થપાઇ ગયેલી હોય છે, તેવી વાણી.

૩૨ સત્ત્વપ્રધાન-પ્રભુની વાણી પરાક્રમ ભરેલી હોય છે; માયકાંગલી, કાયર કે તામસી નથી હોતી.

૩૩ વિવિક્ત-વાણીમાં દરેક અક્ષર, દરેક પદ અને દરેક વાક્ય સ્પષ્ટ છૂટો હોય છે; પણ ગરબડીયો નહિ.

૩૪ અવિચ્છિન્ન-કહેવાના વિષયની યુક્તિ-દૃષ્ટાંતાદિથી સારી સિદ્ધિ કરનારી વાણી હોય છે, તેથી એ વચનોની

પ્રામાણિકતા સદા માટે હોય છે.

૩૫ અખેદ–અર્થાત્ વાણી પ્રકાશવામાં પ્રભુને જરાય ખેદ થાક કે પરિશ્રમ નથી લાગતો. શ્રોતાને એ વાણી થાકવાની નથી લાગતી, કે વિચાર અથવા મહેનત કરી કરીને બોલાતી નથી લાગતી. સહજભાવે એનો એક ધારાએ ગંગાપ્રવાહ પ્રભુના મુખમાંથી ચાલ્યો આવે છે

આવા પાંત્રીસ અતિશયવાળી વાણી વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકર દેવોની જ હોય છે. એના એકેક વચનથી કરોડો શ્રોતાઓના દિલના જુદા જુદા સંશયો એકી સાથે ભેદાઇ જાય છે; અને મહાન તત્ત્વોના નિર્ણય હૈયામાં બેસી જાય છે. ખૂબી તો જુઓ કે એ વાણીના ઉપદેશમાં નાની કીડી કે તેથીય સૂક્ષ્મ જંતુની પણ દયા કરવાનું વિધાન હોય છે. મહાશિકારી સિંહ–વાઘ જેવા પ્રાણીઓ ય એને આનંદથી સાંભળે છે. પ્રભુની એક નિકટતાનો જ એવો પ્રતાપ છે કે એ સિંહ હરણીયા સાથે, વાઘ બકરી સાથે સગાં ભાઇ–બેનની જેમ વેર–વિરોધ વિના બેસે છે.

આમ તીર્થંકરપણાના પુણ્યોદયે અને ઘાતીકર્મના ક્ષયે નીપજતી આ પાંત્રીસ વિશેષતાઓ અને ચોત્રીસ અતિશયો વગેરે અજબ શક્તિઓ શ્રી અરિહંત પ્રભુમાં એવી હોય છે કે જેનું યથાર્થ વર્ણન મુશ્કેલ છે; છતાં એનું ચિંતન, મનન અને ગુણગાન આત્મામાં શુભ અધ્યવસાયોને પોષી ધર્મધ્યાનની વૃદ્ધિ કરી મહાન પાપક્ષય કરાવે છે



# શ્રી અરહિંત પરમાત્માના આત્માઓની અનાદિ ઉત્તમતા—

શ્રી અરિહંતદેવના આત્માઓની પુરુષોત્તમતા જણાવતાં શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે કે—

आकालमेते परार्थव्यसनिनः, उपसर्ज्जनीकृतस्वार्थाः, उचित· क्रियावन्तः, अदीनभावाः, सफलारम्भिणः, अदृढानुशयाः, कृतज्ञ· तापतयः, अनुपहतचित्ताः, देवगुरुबहुमानिनः तथा गम्भीराशया इति ।

શ્રી જિનેશ્વરદેવના આત્માઓ અનાદિ કાળથી આ સંસારમાં—

परार्थव्यसनिनः—પરાર્થવ્યસની-પરોપકાર કરવાના વ્યસન· વાળા હોય છે.

उपसर्ज्जनीकृतस्वार्थाः-સ્વાર્થને ગૌણ કરવાવાળા હોય છે.

उचितक्रियावन्तः—સર્વત્ર ઉચિત ક્રિયાને આચરનારા હોય છે.

अदीनभावाः—હીનતા વિનાના હોય છે.

सफलारम्भिणः—સફલ કાર્યનો જ આરંભ કરનારા હોય છે.

अदृढानुशयाः—અપકારિજન ઉપર પણ અત્યંત ક્રોધને ધારણ કરનારા હોતા નથી.

कृतज्ञतापतयः-કૃતજ્ઞતા ગુણના સ્વામી હોય છે.

अनुपहतचित्ताः-દુષ્ટ વૃત્તિઓથી નહિ હણાયેલા ચિત્ત-વાળા હોય છે

देवगुरुबहुमानिनः-દેવ અને ગુરુનું બહુમાન કરનારા હોય છે.

गम्भीराशयाः-તથા ગંભીર આશય-ચિત્તના ભાવને ધારણ કરનારા હોય છે.

જો શ્રી જિનેશ્વરદેવના આત્માઓ અનાદિકાળથી ઉપ-યુંક્ત વિશિષ્ટ યોગ્યતાને ધારણ કરનારા ન હોય, તો કોઈ પણ કાળે તેઓ સર્વોત્તમ બની શકે નહિ. તે સંબંધી શાસ્ત્રમાં કહ્યું છે કે—

न सत्त्वसमारचितमपि जात्यं रत्नं समानमितरेण ।
न च समारचितोऽपि काचादिर्जात्यरत्नीभवति

અસમારચિત-અસંસ્કારિત પણ જાત્યરત્ન કદી ઈતર એટલે એથી વિપરીત કાચાદિ સમાન બનતું નથી તથા કાચાદિ સારી રીતે સંસ્કારિત કરેલ હોય તો પણ જાત્યરત્ન સમાન બનતા નથી.

ભવ્યત્વ તમામ આત્માઓનું સમાન હોય છે કિન્તુ પ્રત્યેક ભવ્ય આત્માઓની મુક્તિ સમાનકાળે અને સમાન સામગ્રીઓથી થતી નથી. તેથી પ્રત્યેકનું 'તથાભવ્યત્વ' ભિન્ન ભિન્ન પ્રકારનું માનવું પડે છે. શ્રી જિનેશ્વરદેવના

આત્માઓનું 'સહજ તથાભવ્યત્વ' સર્વ કરતાં ઉત્તમ હોય છે. જેમ જેમ તેમનું 'સહજ તથાભવ્યત્વ' તે તે સામગ્રીના યોગે પરિપાક પામતું જાય છે, તેમ તેમ તેમની ઉત્તમતા બહાર આવતી જાય છે. વરબોધિની-સમ્યક્ત્વની પ્રાપ્તિ બાદ તો શ્રી જિનેશ્વરદેવના આત્માઓ સર્વથા પરાર્થઉદ્યમી, ઉચિતક્રિયાવાળા અને જગજ્જંતુઓનો ઉદ્ધાર કરવાના વિશાળ આશયવાળા હોય છે. અને તેથી તેમની સઘળીએ પ્રવૃત્તિ સફલ આરંભવાળી તથા સર્વોત્કૃષ્ટ સ્વાર્થ-પરોપકારને સાધનારી હોય છે.

## ત્રીજા ભવની ભાવના અને
## શ્રી જિનનામ કર્મની નિકાચના.

શ્રી જિનેશ્વરદેવના આત્માઓની ત્રીજા ભવની ઉદાત્ત ભાવનાનું વર્ણન કરતાં શ્રી પંચસંગ્રહ ગ્રન્થના ટીકાકાર આચાર્યદેવ શ્રી મલયગિરિજી મહારાજા શ્રી પંચસંગ્રહ ગ્રન્થની ટીકામાં ફરમાવે છે કે—

अहो! चित्रमेतत्, यत्-सत्यपि पारमेश्वरे प्रवचने स्फुरत्तेजसि, मोहान्धकारविलुप्तसत्पथि दुःखपरीतचेतसो जन्तवः परिभ्रमन्ति तदहमेतानतः संसारात् अनेन प्रवचनेन यथायोगमुत्तारयामीति ॥

'અહો! આશ્ચર્ય છે કે શ્રી જિનેશ્વરદેવપ્રરૂપિત સ્ફુરાયમાન તેજ-પ્રકાશવાળું પ્રવચન વિદ્યમાન હોવા છતાં, મોહાન્ધકારથી જેમનો સન્માર્ગ લુપ્ત થયો છે, એવા દુઃખ

પરીત ચિત્તવાળા જંતુઓ આ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યા છે. હું તેઓને આ ભયંકર સંસારથી, આ તારક પ્રવચન વડે પાર ઉતારૂં.

एवं च चिन्तयित्वा यथा यथा परेषामुपकारो भवति तथा तथा चेष्टते ।

'એ રીતે વિચાર કરી જે જે પ્રકારે બીજાઓને ઉપકાર થાય, તે તે પ્રકારે ઉદ્યમ કરે છે.'

શ્રી જિનેશ્વરદેવના આત્માઓની ત્રીજા ભવની એ ઉત્તમ અવસ્થાનું વર્ણન કરતાં સુવિહિત શિરોમણિ. ૧૪૪૪ ગ્રન્થ-રત્નોના પ્રણેતા સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરિ મહારાજા સ્વોપજ્ઞ 'યોગબિન્દુ' ગ્રન્થરત્નમાં નીચે મુજબ ફરમાવે છે કે—

मोहान्धकारगहने, संसारे दुःखिता बत ।
सत्त्वाः परिभ्रमन्त्युच्चैः, सत्यस्मिन्धर्मतेजसि ॥ १ ॥
अहमेतानतः कृच्छ्राद्, यथायोगं कथंचन ।
अनेनोत्तारयामीति, वरबोधिसमन्वितः ॥ २ ॥
करुणादिगुणोपेत, परार्थव्यसनी सदा ।
तथैव चेष्टते धीमान्, वर्द्धमानमहोदयः ॥ ३ ॥
तत्तत्कल्याणयोगेन, कुर्वन् सत्त्वार्थमेव सः ।
तीर्थकृत्त्वमवाप्नोति परं सत्त्वार्थसाधनम् ॥ ४ ॥

શ્રી સર્વજ્ઞપ્રણીત ધર્મરૂપી ઉદ્યોત જગતમાં વિદ્યમાન હોવા છતાં અહો! મિથ્યાત્વાદિ મોહાંધકારથી વ્યાપ્ત દુઃખિત પ્રાણીઓ ભવમાં-સંસારમાં પરિભ્રમણ કરે છે— (૧)

વરબોધિને પ્રાપ્ત થયેલો હું ભીષણ ભવભ્રમણથી પીડા પામી રહેલા આ પ્રાણીઓને કોઇ પ્રકારે સર્વજ્ઞ ભગવાનના ધર્મરૂપી ઉદ્યોત વડે દુઃખમય સંસારથકી પાર ઉતારૂં— (૨)

અનુકમ્પા અને આસ્તિક્યાદિ ગુણથી યુક્ત, પરોપકાર કરવાના વ્યસનવાળો, નવીન નવીન પ્રશસ્ત ગુણોનો ઉદય પ્રતિક્ષણ જેમને વૃદ્ધિ પામતો છે એવો બુદ્ધિમાન આત્મા પ્રાણીઓ ઉપરની કરૂણાથી પ્રેરાઇ, તેમને તારવાની ક્રિયામાં રક્ત બને છે— (૩)

સિદ્ધાન્તનું પરિશુદ્ધ જ્ઞાન, અતિશાયી ધર્મકથા, અવિઃસંવાદિ નિમિત્તાદિ વ્યાપારો વડે ભવ્ય પ્રાણીઓને હિતકારી મોક્ષનું બીજાધાનાદિસ્વરૂપ પરમાર્થ કરવા વડે વરબોધિમાન પુરૂષ તીર્થંકરપણાને પામે છે-તીર્થંકર નામકર્મની નિકાચના કરે છે— (૪)

સમકિત ગુણઠાણે પરિણમ્યા,
વળી વ્રતધર સંયમ સુખ રમ્યા;
વિસ સ્થાનક વિધિએ તપ કરી,
એસી ભાવદયા દિલમાં ધરી (૧)

જો હોવે મુજ શક્તિ ઇસી,
સવિ જીવ કરું શાસનરસી;
શુચિરસ ઢળતે તિહાં બાંધતાં,
તીર્થંકર નામ નિકાચતા (૨)

# શ્રી અરિહંત પરમાત્માની ત્રીજા ભવની કલ્યાણકારિણી સાધના.

શ્રી જિનેશ્વરદેવના આત્માઓ ત્રીજા ભવે શ્રી જિન-નામ-કર્મની નિકાચના વખતે કેવા પ્રકારની કલ્યાણકારિણી સાધનાને સાધનારા હોય છે, તેનું વર્ણન કરતાં શ્રી ઉમા-સ્વાતિ વાચકવર સ્વરચિત શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્રમાં નીચે મુજબ ફરમાવે છે—

શ્રી જિનનામકર્મના બન્ધ હેતુઓનું વર્ણન કરતાં તેઓશ્રી ફરમાવે છે કે—

'दर्शनविशुद्धिर्विनयसंपन्नता शीलव्रतेष्वनतिचारोऽभीक्ष्णं ज्ञानोपयोगसंवेगौ शक्तितस्त्यागतपसी सङ्घसाधुसमाधिवैयावृत्त्य-करणमर्हदाचार्यबहुश्रुतप्रवचनभक्तिरावश्यकाऽपरिहाणिर्मार्गप्रभावना प्रवचनवत्सलत्वमिति तीर्थकृत्त्वस्य ।'

दर्शनविशुद्धिः-પરમપ્રકૃષ્ટસમ્યક્ત્વશુદ્ધિ-શ્રી જિનોક્ત તત્ત્વોને વિષે સર્વથા નિઃશંકિતપણું આદિ દર્શનાચારનું પાલન.

विनयसम्पन्नता-અહંકારનો ત્યાગ કરી સમ્યગ્દર્શનાદિ ગુણો અને તેને ધારણ કરનારા મહાપુરૂષોનો વિનય.

शीलव्रतेष्वनतिचारः-મૂલગુણ અને ઉત્તર ગુણનું ઉત્સર્ગ અપવાદાત્મક સર્વજ્ઞ પ્રણીત સિદ્ધાન્તાનુસારે અતિચાર રહિત પાલન.

अभीक्ष्णं ज्ञानोपयोगः-પ્રતિક્ષણ-વાચના, પૃચ્છના, પરાવર્ત્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા લક્ષણ શ્રુતાભ્યાસમાં ઉપયોગ.

अभीक्ष्णं संवेगः-પ્રતિક્ષણ જન્મ, જરા અને મરણાદિ ક્લેશરૂપ સંસારથી ભયભીતપણું.

शक्तितस्त्यागः-શક્તિમુજબ-શક્તિને ગોપવ્યા કે ઉલ્લંઘ્યા વિના દાનાદિ ધર્મોનું આસેવન-પાલન.

शक्तितस्तपः-શક્તિમુજબ આઠ પ્રકારના કર્મને તપાવનાર બાર પ્રકારના તપનું આસેવન-પાલન.

संघसाधुसमाधिवैयावृत्त्यकरणम्-ચતુર્વિધ સંઘ અને મોક્ષમાર્ગને સાધનાર મહાપુરૂષોને સમાધિ થાય તેવું વર્ત્તન અને વૈયાવૃત્યકરણ અથવા સંઘની સમાધિ અને સાધુનું વૈયાવચ્ચ.

अर्हदाचार्यबहुश्रुतप्रवचनभक्तिः-અરિહંત, આચાર્ય, બહુશ્રુત અને પ્રવચન, એ ચારને વિષે, જેમાં જે રીતે ઘટે તે રીતે શુદ્ધાશયથી ભક્તિ-અનુરાગયુક્ત ઉપાસના.

आवश्यकापरिहाणिः-પ્રતિદિન ઉભયકાળ અવશ્ય કરવા લાયક સામાયિકાદિ ષડાવશ્યકોનું અથવા પ્રતિલેખનાદિ ક્રિયાઓનું ખામીરહિત આસેવન-પાલન.

માર્ગપ્રભાવના-જ્ઞાનદર્શનાદિ થી જિનોક્ત માર્ગના પ્રભાવને-કરવા કરાવવા અને ઉપદેશવા આદિ વડે વિસ્તારવો-વધારવો.

પ્રવચનવત્સલત્વમ્-પ્રવચન એટલે શ્રી અરિહંત પરમાત્માનું શાસન, તેમાં કહેલા શ્રુતધરો, બાલમુનિઓ, તપસ્વીઓ, નવદીક્ષિતો, ગ્લાન મુનિવરો-આદિનો સંગ્રહ તથા ઉપષ્ટંભ વડે અનુગ્રહ કરવો. સાધર્મિકો પ્રત્યે સ્નેહ રાખવો. શ્રુતાધ્યયન અને સંયમાનુષ્ઠાન કરનારને દ્રવ્યભાવ ઉભય પ્રકારે સહાય કરવી.

ઉપરોક્ત ગુણો એક સાથે મળીને અથવા પૃથક્-પૃથક્ જિન-નામ-કર્મબંધના હેતુ બને છે.



૧૧ શોક એ મોહનીય કર્મનો એક પ્રકાર છે. પરમાત્મા મોહથી સર્વથા રહિત હોવાથી તેમને શોક હોતો નથી.

૧૨ કામ એટલે વિષયવિકાર. પરમાત્મા કામ વિકારથી સર્વથા રહિત હોય છે.

૧૩ મિથ્યાત્વ એટલે સાચાને ખોટું અને ખોટાને સાચું માનવું તે. પરમાત્મામાં આ મિથ્યાત્વ હોતું નથી. પરમાત્મામાં કોઇ પ્રકારનો મોહ નહિ હોવાથી પોતાના મત ઉપર પણ મોહ હોતો નથી.

૧૪ ભગવાન સર્વજ્ઞ હોવાથી કોઈપણ જાતનું અજ્ઞાન એમનામાં હોતું નથી.

૧૫ પરમાત્મા જગતના ચરાચર સમગ્ર પદાર્થોને હંમેશને માટે દેખતા હોવાથી નિદ્રા તેમને હોતી નથી. તેઓ સદાકાળ જાગૃત જ હોય છે.

૧૬ અવિરતિ એટલે ભોગતૃષ્ણા. પરમેશ્વર ભોગ તૃષ્ણાથી સર્વથા રહિત હોવાથી તેમનામાં અવિરતિ નામનો દોષ હોતો નથી.

૧૭ જગતના તમામ પદાર્થો ઉપર તેઓ સમદૃષ્ટિવાળા હોવાથી તેમનામાં રાગ હોતો નથી.

૧૮ તેવી જ રીતે દ્વેષ પણ હોતો નથી.

## કૈવલ્યપદનાં નામો.

અહીં ઉપર જણાવવામાં આવ્યા તે અઢાર દોષો એ ઘાતિકર્મના પેટા ભેદો છે, એ દોષોનો અભાવ થવાથી

એટલે કે ઘાતિકર્મોનો ક્ષય થવાથી અનુક્રમે કેવલ્ય એટલે મોક્ષપદની પ્રાપ્તિ થાય છે શાસ્ત્રોમાં એ કૈવલ્યપદના અનેક શુભ નામો વર્ણવ્યાં છે તેમાંના કેટલાક નામો નીચે મુજબ છે.

મહાનંદપદ, અમૃતસ્થાન, સિદ્ધિગતિ અપુનર્ભાવાવસ્થા, શિવપદ, નિઃશ્રેયસપદ, નિર્વાણપદ, બ્રહ્મપદ, નિર્દુઃખસ્થાન, મહોદયપદ, સર્વદુઃખક્ષય, નિર્વાણપદ, અક્ષયપદ, મુક્તિ, મોક્ષ અને અપવર્ગ ઈત્યાદિ—

## કૈવલ્યપદનાં સાધનો.

એ પદની અભિલાષાવાળા આત્માઓને મુમુક્ષુ, શ્રમણ, યતિ, વાચંયમ, સાધુ, અનગાર, ઋષિ, મુનિ, નિર્ગ્રંન્થ, ભિક્ષુ, તપોધન, યોગી શમભૃત્ અને ક્ષાન્તિમાન્ ઇત્યાદિ શુભ નામોથી સંબોધિત છે. તપ, યોગ, સમતા અને ક્ષમા એ એમનું ધન હોય છે.

## કૈવલ્યપદનો ઉપાય.

કૈવલ્યપદની સાધનાને શાસ્ત્રોમાં 'યોગ' પદથી સંબોધિત છે યોગ એ કૈવલ્યપદ યાને મોક્ષનો ઉપાય છે. એ યોગ જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રસ્વરૂપ છે યથાવસ્થિત તત્વના અવબોધને જ્ઞાન કહેવાય છે. સમ્યક્ તત્વો વિષેની રૂચિને શ્રદ્ધા કહેવાય છે. તથા સાવદ્યયોગો-પાપવાળા વ્યાપારોના ત્યાગને ચારિત્ર કહેવાય છે. એ ત્રયનો એકત્ર સમાગમ એ મોક્ષનો ઉપાય છે.

# શ્રી અરિહંત પરમાત્માના બાર ગુણો.

શ્રી અરિહંત પરમાત્માના ચોત્રીસ અતિશયો અને વાણીના પાંત્રીસ અતિશયોમાં જો કે તેમના બાર ગુણોનો સમાવેશ થઇ જાય છે. છતાં શ્રી અરિહંત પરમાત્માની આરાધના મુખ્યપણે બાર ગુણથી થાય છે તેથી શ્રી અરિહંત પરમાત્માના બાર ગુણોનું સ્વતંત્ર પ્રકરણ અત્રે આપવામાં આવ્યું છે, તેમાં પ્રથમ આઠ પ્રાતિહાર્ય સંબંધીનો એક પ્રાચીન શ્લોક ભાવાર્થ સહિત આપી પછી દરેક પ્રાતિહાર્યનો એક એક શ્લોક ભાવાર્થ સહિત આપવામાં આવશે એ રીતે પ્રભુના અષ્ટ પ્રાતિહાર્ય યુક્તપણાના ૮ ગુણો દર્શાવીને પછી અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય પૂજાતિશય અને વચનાતિશય એ નામના ચાર ગુણો દર્શાવી આ પ્રકરણમાં પ્રભુના બાર ગુણો બતાવવામાં આવશે.

अशोकवृक्षः सुरपुष्पवृष्टिः दिव्यध्वनिश्चामरमासनं च ।
भामंडलं दुन्दुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥

ભાવાર્થ—અશોકવૃક્ષ, દેવતાઓ વડે થતી પુષ્પવૃષ્ટિ, દિવ્ય ધ્વનિ, ચામર, સિંહાસન ભામંડલ દુંદુભિ અને છત્ર

એ પ્રકારે જિનેશ્વર ભગવાનના આઠ પ્રાતિહાર્યો છે. ભગવાન જ્યાં વિહાર કરે છે, અથવા સમવસરે છે, ત્યાં ત્યાં દેવતાઓ પોતે ભક્તિભાવથી પ્રભુની કાયાથી બાર ગણું વિસ્તીર્ણ શાખાવાળું અશોકવૃક્ષ, ફૂલની વૃષ્ટિ, પ્રભુની દેશના મનોહર રૂપ ધારણ કરે એ માટે સ્વરની પૂર્તિ, ભગવાનને વિંઝવા માટે રત્નજડિત શ્વેત ચામરો, ભગવાનને બેસવા માટે સુવર્ણમય સિંહાસન, પ્રભુના મસ્તકના પાછલા ભાગે જ્યોતિઃમંડલ અને પ્રભુના મસ્તક ઉપર ત્રણ છત્ર અને આકાશમાં દુંદુભિ વાજિંત્ર રચે છે આ પ્રાતિહાર્યોનું ધ્યાન કરતી વેળા આપણે કેવી ભાવના ભાવવી જોઈએ તેના ઉપર આચાર્ય ભગવંત શ્રી સિદ્ધસેન દીવાકર સૂરીશ્વરજી મહારાજાએ બહુ જ કવિત્વભરી વાણીમાં સુંદર રીતે કહ્યું છે તે અહીં હવે પછી જણાવીએ છીએ.

પહેલા 'અશોકવૃક્ષ'ના પ્રાતિહાર્ય વિષે તેઓશ્રી ફરમાવે છે કેઃ—

> धर्मोपदेशसमये सविधानुभावा-
> दास्तां जनो भवति ते तरुरप्यशोकः ।
> अभ्युद्गते दिनपतौ समहीरुहोऽपि,
> किं वा विबोधमुपयाति न जीवलोकः ॥

ભાવાર્થ :- હે પ્રભુ ! આપ જ્યારે ધર્મોપદેશ આપો છો ત્યારે આપની પાસે વૃક્ષ પણ અશોક થઈ જાય છે. તો પછી મનુષ્યો શોકરહિત થાય એમાં આશ્ચર્ય જ શું છે ? વળી તેમ બને એ અસ્વાભાવિક પણ નથી, કારણ કે સૂર્યો

દય થવાથી મનુષ્યો જ માત્ર વિબોધ પામે છે એટલું જ નહીં કિંતુ વનસ્પતિ સુદ્ધા પણ પત્રસંકોચાદિ લક્ષણવાળી નિદ્રાનો ત્યાગ કરી વિકાસને પામે છે, એ સર્વજનપ્રસિદ્ધ વાત છે.

બીજા પ્રાતિહાર્ય 'સુરપુષ્પવૃષ્ટિ' વિષે તેઓશ્રી ફરમાવે છે કે:-

चित्रं विभो। कथमवाङ्मुखवृंतमेव,
विष्वक् पतत्यविरला सुरपुष्पवृष्टिः।
त्वद्गोचरे सुमनसां यदि वा मुनीश,
गच्छंति नूनमध एव हि बंधनानि ॥

ભાવાર્થ:- હે સ્વામિન્! દેવતાઓ જ્યારે પુષ્પની વૃષ્ટિ કરે છે ત્યારે તે પુષ્પો મુખ ઉંચું રાખીને તથા બીંટ-બંધન નીચું રાખીને પૃથ્વી ઉપર પડે છે એ આશ્ચર્યકારક છે, પરંતુ તે પણ એક રીતે તો બનવાજોગ જ છે, કારણ કે આપની સમીપે શોભાયમાન કિંવા પવિત્ર મનવાળાના અંતરબાહ્ય બંધનો અધોમુખ થાય અને ભાવ ઉન્મુખ થાય એ તો સ્વાભાવિક જ છે. પ્રભુના પ્રભાવથી ભવ્ય લોકના ચિત્ત ઉપર કેવી મનોહર અસર થાય છે તેનું આમાં સૂચન કરવામાં આવ્યું છે. જેવી રીતે પુષ્પના બંધનો નીચે ઢંકાઈ રહે છે અને પાંદડીઓ વિકસી રહે છે તેવી જ રીતે પ્રભુના દર્શન માત્રથી ભવ્ય પ્રાણીઓના રોમરોમમાં વિકસ્વરતા પ્રાપ્ત થાય છે.

છે તેમની પાસે આવો અને તેમનું શરણુ સ્વીકારો."
આ પ્રાતિહાર્યથી પ્રભુ જગત ઉદ્ધારક તથા જગતને અભય-દાન આપનારા છે એમ સૂચિત થાય છે.

છેલ્લા 'છત્રત્રયી' નામના આઠમા પ્રાતિહાર્ય વિષે તેઓશ્રી વદે છે કે :-

उद्योतितेषु भवता भुवनेषु नाथ,
तारान्वितो विधुरयं विहताधिकारः ।
मुक्ताकलापकलितोच्छ्वसितातपत्र,-
व्याजात्त्रिधा धृततनुर्ध्रुवमभ्युपेतः ॥

ભાવાર્થ :- હે પ્રભુ આપની ઉપર જે ત્રણુ છત્ર જેવું દેખાય છે તે છત્ર નથી પરંતુ મૂક્તાના સમૂહથી યુક્ત અને ઉલ્લસિત એવા છત્રના બહાનાથી ચંદ્ર પોતે પોતાના તારા મંડળ સાથે ત્રણુ પ્રકારનું શરીર ધારણુ કરી આપની પાસે સેવા અર્થે હાજર થયો હોય એમ લાગે છે. ચંદ્ર તમારી સેવામાં હાજર થાય એમાં નવાઈ પણુ નથી, કારણુ કે તેનો અધિકાર જગતને જે પ્રકાશ આપવાનો હતો તે આપના પ્રકાશથી હણાઇ ગયો હતો, કેમકે આપ પોતે જ્યાં ત્રણુ ભુવનને પ્રકાશિત કરતા હો ત્યાં ચંદ્ર બિચારો નિષ્ફળ થાય એમાં કંઈ આશ્ચર્ય નથી !

આ અષ્ટ પ્રાતિહાર્યનું સ્વરૂપ સંક્ષેપમાં કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ પણુ શ્રી વીત-રાગ સ્તોત્રમાં બતાવ્યું છે, તેને પણ પ્રસંગોપાત્ત અહીં મૂળ શ્લોક અને તેના અર્થ સહિત જણાવવામાં આવે છે.

કલિકાલ સર્વજ્ઞ આચાર્યશ્રી હેમચંદ્રસૂરી-
શ્વરજી મ૦ વિરચિત શ્રી વીતરાગ સ્તોત્રના
આધારે આઠ પ્રાતિહાર્યોનું સ્વરૂપ :—

## (૧) અશોકવૃક્ષ પ્રાતિહાર્ય.

गायन्निवालिविरुतै,-र्नृत्यन्निव चलैर्दलैः ।
त्वद्गुणैरिव रक्तोऽसौ, मोदते चैत्यपादपः ॥ १ ॥

હે નાથ! ભ્રમરોના શબ્દ વડે જાણે ગાયન કરતો હોય, ચંચલ પાંદડાઓ વડે જાણે નૃત્ય કરતો હોય તથા આપના ગુણો વડે જાણે રક્ત-રાતો બન્યો હોય, તેમ આ અશોક વૃક્ષ હર્ષ પામે છે. (૧)

## (૨) સુરપુષ્પવૃષ્ટિ પ્રાતિહાર્ય.

आयोजनं सुमनसोऽधस्तान्निक्षिप्तबन्धनाः ।
जानुदघ्नीः सुमनसो देशनोर्व्यां किरन्ति ते ॥ ५ ॥

હે નાથ! એક યોજન સુધી જેનાં ડીટડા નીચા છે એવા જાનુપ્રમાણ પુષ્પોને દેવતાઓ આપની દેશનાભૂમિને વિષે વરસાવે છે. (૨)

## (૩) દિવ્ય ધ્વનિ પ્રાતિહાર્ય.

मालवकैशिकीमुख्य-ग्रामरागपवित्रितः ।
तव दिव्यो ध्वनिः पीतो हर्षाद्ग्रीवैर्मृगैरपि ॥ ३ ॥

માલકોશ વિગેરે ગ્રામરાગથી પવિત્ર થયેલો આપનો ધ્વનિ હર્ષ વડે ઉંચી ગ્રીવાવાળા બનેલા હરણીયાઓ દ્વારા પણ પીવાયો છે. (૩)

## (૪) ચામર પ્રાતિહાર્ય.

तवेन्दुधामधवला, चकास्ति चमरावली ।
हंसालिरिव वक्त्राब्ज,-परिचर्यापरायणा ॥ ४ ॥

ચંદ્રની કાંતિ સમાન ઉજ્જવળ એવી ચામરોની શ્રેણિ જાણે આપના મુખકમલની સેવામાં તત્પર થયેલી હંસની શ્રેણી ન હોય, તેમ શોભે છે. (૪)

## (૫) સિંહાસન પ્રાતિહાર્ય.

मृगेन्द्रासनमारूढे, त्वयि तन्वति देशनाम् ।
श्रोतुं मृगास्समायान्ति, मृगेन्द्रमिव सेवितुम् ॥ ५ ॥

હે પ્રભો ! આપ જ્યારે દેશના દેવા માટે સિંહાસન પર આરૂઢ થાઓ છો ત્યારે આપની દેશના શ્રવણ કરવા માટે હરણીયાઓ આવે છે, તે જાણે પોતાના સ્વામિ મૃગેન્દ્રની સેવા કરવા માટે આવતા હોય તેમ લાગે છે. (૫)

## (૬) ભામંડળ પ્રાતિહાર્ય.

भासां चयैः परिवृतो, ज्योत्स्नाभिरिव चन्द्रमाः ।
चकोराणामिव दृशां, ददासि परमां मुदम् ॥ ६ ॥

# શ્રી અરિહંત પરમાત્માની માતાને આવતા ચૌદ સ્વપ્નનું કિંચિત્ રહસ્ય.

શ્રી તીર્થંકર પરમાત્મા જ્યારે માતાના ગર્ભમાં આવે છે, ત્યારે તેમના મહાન પ્રભાવે તેમની માતાને નીચે મુજબ ચૌદ સ્વપ્નાં આવે છે.

પહેલે ગજવર (૧) દીઠો, બીજે વૃષભ (૨) પઈઠો; ત્રીજે<br>
કેસરીસિંહ (૩), ચોથે લક્ષ્મી (૪) અબિહ. ૧ પાંચમે ફુલની (૫)<br>
માળા, છઠ્ઠે ચંદ્ર (૬) વિશાળા; રવિ (૭) રાતો ધ્વજ (૮) મોટો, પૂરણ<br>
કળશ (૯) નવિ છોટો. ૨ દશમે પદ્મ સરોવર (૧૦), અગિયારમે<br>
રત્નાકર (૧૧), ભવનવિમાન (૧૨) રત્નગંજી (૧૩), અગ્નિશિખા (૧૪) ધૂમવજી. ૩

આ ચૌદ સ્વપ્નમાં કેટલો ગંભીર આશય રહેલો છે તેનો સંક્ષિપ્ત સાર નીચેના કાવ્યોમાં અર્થ સહિત આપવામાં આવ્યો છે.

પહેલે સ્વપ્ને ગજવર દીઠો, ચાર દંતો મનોહારોજી;<br>
ચાર પ્રકારે ધર્મ પ્રકાશ્યો, ભવિ જીવને હિતકારોજી;<br>
ગુણો ભવિ પ્રાણીજી રે. (૧)

અર્થ—શ્રી તીર્થંકરની માતા પ્રથમ સ્વપ્નમાં હાથી જૂએ છે. આ હાથી સામાન્ય હાથી નથી હોતો, પણ

હાથીઓના રાજા તરીકે જેને ગજપતિ કહી શકાય તેવો ગજવર હોય છે. તેના ચાર મનોહર દાંતો હોય છે. એ ચાર દાંતો ચાર પ્રકારના ધર્મોનું અર્થાત્ દાન, શીલ, તપ, ભાવનું સૂચન કરે છે. ઇંદ્ર માતાજીને કહે છે કે– આ ચાર દાંતો જેમ હાથીના મુખમાંથી બહાર નીકળ્યા છે તેમ તમારા મહાપુરૂષાર્થી અને ઉન્નત પુત્રના મુખમાંથી પણ ધર્મોપદેશનું દિવ્ય સ્ફુરણ થશે, અને એ ઉપદેશને અવધારી ભવ્ય જીવો પરમ કલ્યાણને સાધશે ચાર પ્રકારનો ધર્મ કહેવાથી તેમાં સર્વ પ્રકારની ક્રિયાઓ, સિદ્ધાંતો તથા વિધિ-નિષેધો સમાઇ જાય છે. દાનથી માણસનું હૃદય ઉન્નત થાય છે. અભિમાન, મોહ, આદિ આંતરિક શત્રુઓ દાનગુણથી પરાજિત થાય છે શીલથી મનુષ્યનું ચારિત્ર દેદીપ્યમાન બને છે, તપથી અંતર-બાહ્યની વિશુદ્ધિ થાય છે અને ભાવનાથી આત્માનું-હૃદયનું-મનનું અને શરીરનું બળ સવિશેષ સ્ફૂર્તિપ્રાપ્ત થવાની સાથે પરમ કલ્યાણ-મોક્ષને સાધી શકે છે. ત્રિપદીના ઇસારા માત્રથી કેવલી ભગવાન્ જેમ સંસારનું આબેહૂબ ચિત્ર દર્શાવી આપે છે, તેમ ચાર પ્રકારના ધર્મથી સર્વજ્ઞ ભગવાન્ ધર્મનાં સર્વ રહસ્યોનું ટુંકામાં સૂચન કરી દે છે. દાન, શીલ, તપ, ભાવથી અતિરિક્ત એવો કોઇ ધર્મ ઉદ્દભવ્યો નથી, તેમ ઉદ્દભવે એવો સંભવ પણ નથી એ ચાર પ્રકારના ધર્મોમાંથી જ એકેક પ્રકારનો આશ્રય લઇ અનેક ધર્મો આજ સુધીમાં પ્રવર્ત્યા છે.

.. બીજા સ્વપ્નમાં ગગનમંડળમાંથી ઉજ્જ્વળ વૃષભ

સમાન થઇ શકે છે અને અંતર-બાહ્ય શત્રુઓના બળને નિર્મૂળ કરી શકે છે તે જ પુરુષવરો યથાર્થ ધર્મના સાથી બની શકે છે, એમ કહેવાનો પણ આ કાવ્યકર્તાનો આશય છે. સિંહ એ જંગલનો રાજા કહેવાય છે. તે વનોમાં અને ઉપવનોમાં નિર્ભય રીતે વિહરી શકે છે, કારણ કે તેને કોઇપણ પ્રકારનો ભય હોતો નથી. મનુષ્યોએ પણ ધર્મના માર્ગમાં નિરંતર સિંહની માફક નિર્ભયતાથી અને અડગતાથી વિચરવું જોઇએ, પણ આમ ક્યારે બની શકે? જો આપણે આપણા અંતરના અરિઓને જીતી લઈ શકીએ; તો જ આપણે શાંતિ તથા નિર્ભયતાપૂર્વક ધર્મના માર્ગમાં આગળ વધી શકીએ. કામ-ક્રોધાદિ શત્રુઓનું પ્રાબલ્ય જ્યાં સુધી અંતરમાં વર્ત્યા કરે છે, ત્યાં સુધી મનુષ્ય સર્વદા પરાધીન રહે છે. વંદન છે તે પરમાત્મસ્વરૂપ તીર્થંકર ભગવાનને, કે જેઓએ ષડ્રિપુઓને હણવામાં કેસરી સમાન વીર્ય ફોરવી જગતમાં મહાન દૃષ્ટાંત આપ્યું છે, અને જેમના પગલે ચાલી અનેક ભવ્ય જીવો મુક્તિનો માર્ગ પામ્યા છે, તથા ભવિષ્યમાં પણ પામશે. હે પ્રભુ! હે અનંત દયામય ભગવાન્! અમે પણ આપની માફક અમારા અંતરંગ કામ-ક્રોધાદિ શત્રુઓરૂપી હાથીઓને હણવામાં ક્યારે સિંહ સમાન બની શકીશું?

---

હવે ચોથા સ્વપ્નનું રહસ્ય દર્શાવતાં કવિશ્રી નીચે પ્રમાણે કહે છે:—

ચોથે સ્વપ્ને લક્ષ્મી દીઠી. વર્ગીદાનને રંગીજી;
તીર્થંકર એ લક્ષ્મી ભોગી, શિવવધૂ કમળા વરશેજી;
સુણો ભવિ પ્રાણીજી રે. (૨)

તીર્થંકરની માતા ચોથા સ્વપ્નમાં લક્ષ્મીના દર્શન કરે છે. આ લક્ષ્મી આપણા જેવા પામર મનુષ્યોને જેવી રીતે બંધનકર્તા થાય છે અને સંસારના ઉંડા કીચડમાં ઉતારી દેનારી થાય છે, તેવી રીતે તીર્થંકર પ્રભુને બંધનકર્તા થતી નથી, પરંતુ વરસીદાનના અવસરે પ્રાણીઓને મુક્ત હસ્તે દાન આપવામાં એનો સદુપયોગ થાય તે માટે એ લક્ષ્મી સદા તીર્થંકર ભગવાન્ પાસે બે હાથ જોડીને ઉભી રહે છે. લક્ષ્મીનો સાચો ઉપયોગ શું હોઈ શકે, એ વાત ઉપર આ સ્વપ્ન બહુ ગંભીરતાથી પ્રકાશ નાખે છે. લક્ષ્મીની પ્રાપ્તિ માટે જે મનુષ્યો પાપકર્મો કરતાં આંચકો ખાતા નથી એની પ્રાપ્ત થતી હોય તો અઢાર પાપસ્થાનકો સેવતાં જેમને લેશ પણ સંકોચ થતો નથી, તેમણે આ સ્વપ્ન ઉપરથી ખાસ બોધ ગ્રહણ કરવાની જરૂર છે. લક્ષ્મીનો જો આપણે ખરેખરો ઉપયોગ કરવો હોય તો તેના દાસ ન બનવું જોઈએ. કારણ કે લક્ષ્મીના ગુલામો કદાપિ આત્મ-કલ્યાણ કરવાને શક્તિમાન્ થઈ શકતા નથી. લક્ષ્મીનું દાન કરવું અને પુણ્યયોગે જે સંપત્તિ પ્રાપ્ત કરી હોય તેનો ત્યાગ કરવો એ જ લક્ષ્મીનો સાચો ઉપયોગ છે. આપણે પ્રથમ સ્વપ્નદર્શને જોઈ ગયા છીએ કે તીર્થંકર ભગવાન્ ચાર પ્રકારના ધર્મોનો પ્રકાશ કરે છે, તેમાં દાનને પ્રથમ પદ આપવામાં આવ્યું છે. પ્રભુ પોતે ધર્મનો પ્રકાશ કેવળ

વાણીથી જ નથી કરતા, પણ પોતાના વર્તનથી દાનધર્મની મહત્તા જગતને જાહેર કરે છે. પોતાને પ્રાપ્ત થયેલી લક્ષ્મી જેઓ નિરહંકારપણે પોતાના સાધર્મિક બંધુઓના હિતાર્થે તથા જગતના સર્વ પ્રાણીઓના કલ્યાણાર્થે વાપરી શકે છે, તેઓ ક્રમે ક્રમે શિવવધૂ પ્રાપ્ત કરી શાશ્વત સુખ મેળવવા ભાગ્યશાળી થાય છે. પ્રભો! યત્કિંચિંત્ પણ લક્ષ્મી અમે પ્રાપ્ત કરી શકયા હોઈએ તો તેનો સદુપયોગ કરવાનું અર્થાત્ દાન કરવાનું અમોને બળ આપો એવી અમે પ્રાર્થના કરીએ છીએ.

---

પાંચમાં સ્વપ્નનું સ્પષ્ટીકરણ કરતાં કવિવર કહે છે કે :—

પાંચમે સ્વપ્ને કુસુમની માળા, સુવી જન શિરપર ધારેજી,
તિમ ભવિ જીવના, તુજ સુતવર પાપ-તાપ સુવી ટાળેજી;
સુણો ભવિ પ્રાણીજી રે. (૫)

કુસુમાદિ સુગંધી દ્રવ્યો જેમ દુર્ગંધીને દૂર કરી પોતાની સુવાસ પ્રકટાવે છે, તેવી રીતે હે તીર્થંકર ભગવાનની પ્રાતઃ સ્મરણીય જનનિ! તમારો પુત્ર પણ કુસુમની માળાની પેઠે ભવિ જીવોનાં અંતઃકરણોમાં રહેતી દુર્ગંધી દૂર કરી તેમનાં ભક્ત હૃદયને પણ કુસુમની માફક સુગંધી સ્ફુરાવતાં બનાવી દેશે. પ્રચંડ ગ્રીષ્મની જ્વાળાથી સંતપ્ત વિલાસી જીવો કુસુમમાળાઓને કંઠમાં ધારણ કરવાથી જેવી રીતે શાંતિ અને તૃપ્તિ અનુભવે છે, તેવી રીતે તમારો પુત્ર પણ ભવિ જીવોના પાપ-તાપને દૂર કરનારો તથા અપૂર્વ શાંતિ આપ-

છઠ્ઠા સ્વપ્નનું રહસ્ય કવિવર આ પ્રમાણે દર્શાવે છે:—

છઠ્ઠે સ્વપ્ને ચંદ્ર વિલોકી; નીલ કમળ વિકાસેજી,
તિમ ભવિ જીવના હૃદયકમળમાં, તુજ સુત એમ પ્રકાશેજી;
સુણો ભવિ પ્રાણીજી રે. (૬)

કમળ–પુષ્પ જેમ ચંદ્રદર્શનથી અતિશય પ્રફુલ્લિત થાય છે, તેમ શ્રી તીર્થંકર પ્રભુના દર્શનમાત્રથી ભવિ જીવનાં હૃદયરૂપી કમળો પ્રફુલ્લિત થશે, એમ આ ચંદ્રનું સ્વપ્ન સૂચવે છે. ચંદ્રમાં કુદરતી રીતે જ એવું સામર્થ્ય અથવા પ્રભાવ રહેલો છે કે તેનો ઉદય થતાંની સાથે જ કમળની પાંદડીઓ વિકસિત–પુલકિત તથા વિસ્તારિત થયા વિના રહેતી નથી. ચંદ્રને એ માટે કશો પ્રયત્ન કરવો પડતો નથી; તેવી જ રીતે પવિત્ર આત્માઓ અને નિર્દોષ પુરુષસિંહોમાં કોઇ એવું સામર્થ્ય પ્રકટે છે કે તેમના દર્શનમાત્રથી ભવિ જીવોનાં અંતઃકરણમાં કુદરતી રીતે પ્રમોદભાવ તથા ભક્તિભાવ સ્ફુર્યા વિના રહેતો નથી. પવિત્ર આત્માઓ ભલે વાણીથી કે ક્રિયાથી કાંઇ ઇસારો સરખો પણ ન કરે, તથાપિ તેમની શાંત–સૌમ્ય–પ્રભાવિશિષ્ટ–ચંદ્રોપમ કાંતિ જ જગતના મુમુક્ષુઓને એવું અદ્ભુત આકર્ષણ કરે છે કે ભવિ જીવો એવા નિઃસ્પૃહી તથા વીતરાગ પુરુષના ચરણનો આશ્રય લીધા વિના રહી શકતા નથી. જો કે આજે એવા વીતરાગ સર્વજ્ઞ પુરુષરૂપી ચંદ્રનો અભાવ છે તો પણ આપણું એટલું સૌભાગ્ય છે કે તીર્થંકર ભગવાનની મૂર્ત્તિ તથા તેમની અમૃતમયી સૂત્રબદ્ધવાણી અને તે વાણીને આપણા હૃદય સુધી પહોંચાડનારા ગીતાર્થ મહાપુરુષો—જ્યાં સુધી વિદ્ય-

માન છે, ત્યાં સુધી હૃદયકમળો સર્વથા કરમાઈ જાય એવો ભય રાખવાનું કારણ નથી. હે ભગવન્! હે અનંત જ્ઞાન, દર્શન તથા ચારિત્રના સ્વામી! અમારાં હૃદયકમળો આપની સાક્ષાત્ ચંદ્રોપમ કાંતિ નિહાળી ક્યારે વિકસ્વર થશે?

તીર્થંકર ભગવાનના અનેક અતિશયો પૈકી કયા અતિશયનું સૂચન આ સાતમા સ્વપ્નમાં થાય છે, તે સંબંધી કવિરાજ કહે છે કે :—

સાતમે સ્વપ્ને સૂરજમંડળ, સહસ્ર કિરણથી દીપતું,
તિમ ભામંડળના તેજ કિરણથી. નિજ અરિને તે જીતેછ;
સુણો ભવિ પ્રાણીજી રે. (૭)

સૂર્યમંડળનાં તેજસ્વી કિરણો જેવી રીતે જગતને પ્રકાશિત કરે છે અને અંધકાર, તિમિર તથા નિશાચરોનો નાશ કરે છે, તેવી રીતે તમારો પુત્ર પણ પોતાના ભામંડળના પ્રકાશ વડે પ્રકાશશે, જગતને પણ પ્રકાશિત કરશે અને ઉજ્જવળતાનું સામ્રાજ્ય ફેલાવશે. તિમિરપ્રિય પ્રાણીઓ રાત્રિના સમયે અંધકારનો લાભ લઈ અનેક જીવોને હેરાન કરે છે, પણ સૂર્યનો પ્રકાશ થતાંની સાથે જ તેઓ એકાંત ખૂણામાં ભરાઈ પેસે છે તીર્થંકર મહારાજના પ્રતાપે સંસારમાંથી મિથ્યાત્વરૂપી અંધકાર મલીન થઈ જાય છે અને સમ્યક્ત્વનો સૂર્ય સોળે કળાથી પ્રકાશવા લાગે છે. આ વખતે, પછી મિથ્યાત્વીઓનું તથા સંસારાટવીમાં હેરાન અને પાયમાલ કરનારા દુશ્મનોનું બળ ચાલી શકતું નથી. ઇન્દ્ર મહારાજ કહે છે કે– તમારા આ ભાવી પુત્રના મુખ ઉપર

છે. આ સુંદર-રમણીય દેવવિમાનના આગમનનો હેતુ સ્પષ્ટ કરતાં કવિ કહે છે કે "ચાર નિકાયના દેવો નમસ્કાર તથા ભક્તિભાવનાથી તમારા પુત્રને સન્માનશે એમ આ દેવ વિમાનનું અવતરણ સૂચિત કરે છે." ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી તથા વૈમાનિક એ પ્રમાણે ચાર નિકાયના દેવો આવીને તીર્થંકર પ્રભુને પૂજશે. એટલો સંદેશો આ દેવ-વિમાન માતાજીને પહોંચાડે છે, અને તે પ્રભુના જન્મ પછી અનેક પ્રસંગે આપણે સાચો પડતો તેમના જીવનચરિત્રમાં અનુભવીએ છીએ. પ્રત્યેક મહોત્સવ પ્રસંગે દેવતાઓ આવીને દેવોચિત કર્તવ્યો કરે છે. એવા દૃષ્ટાંતોથી તીર્થંકર પ્રભુના જીવનચરિત્રો સુપ્રસિદ્ધ છે, દેવતાઓ જેમનું આટલું આટલું માન સાચવે તેમના પ્રત્યે ભવ્ય જીવનાં મસ્તકો ભક્તિ-ભાવથી નમે, એમાં કાંઈ આશ્ચર્ય નથી. આપણે પણ આ પ્રસંગે તીર્થંકર પ્રભુને ઉદ્દેશીને સાચા અંતઃકરણથી પ્રભુના પાદપદ્મમાં ત્રિકરણયોગે પ્રણતિપરંપરા સમર્પીશું તો તે આપણા માટે અત્યંત કલ્યાણકારી બનશે.

---

આ સ્વપ્ન અદૃશ્ય થયા પછી તેરમું સ્વપ્ન આવે છે, તેનું સ્પષ્ટીકરણ કવિ નીચે પ્રમાણે કરે છે:—

મુજ પેરે તુજ પૂજાજ થાશે, ગુણ અનંતના વાસીજી,
રતનગઢ માંહે તો બિરાજે, એમ કહે રત્નની રાશિજી;
ગુણો ભવિ પ્રાણીજી રે. (૧૩)

રત્નની રાશિને અથવા બીજા શબ્દોમાં કહીએ તો રત્નના અલંકારોને જેમ ભાગ્યશાળી મનુષ્યો આદરથી

સત્કારે છે અને પોતાના કંઠમાં સ્થાપે છે તેવી રીતે રત્નરાશિ કહે છે કે :— "મારી માફક તમારા આ ભાવી પુત્રની પણ પૂજા તથા આદર-સત્કાર થશે જો કે મારામાં તો દેખાવ પૂરતા બાહ્ય ગણ્યાગાંઠ્યા જ ગુણો છે, તથાપિ મનુષ્યો મને બહુ પ્રેમથી સત્કારે છે, પરંતુ તીર્થંકર ભગવાનમાં અર્થાત્ તમારા પુત્રમાં એટલા બધા આંતરિક ગુણો હશે કે તે ગુણોનો કોઇ પાર પામી શકશે નહીં." તે ઉપરાંત આ રત્નરાશિ એમ પણ કહે છે કે "તમારો પુત્ર રત્નગઢમાં વિરાજવા શક્તિમાન્ થશે" સર્વજ્ઞ પ્રભુ જ્યારે દેશના આપે છે ત્યારે "ત્રિગડો ગઢ" રચાય છે. આ ત્રિગડાની રચના દેવતાઓ પોતે આવીને કરે છે. તેમાં સોનાનો, રૂપાનો તથા રત્નનો એમ ત્રણ ગઢ રહે છે. ત્રણે ગઢો ઉપર બહુમૂલ્ય કાંગરાઓ બાંધવામાં આવે છે. આવા દિવ્ય ત્રિગઢમાં વિરાજી તમારો પુત્ર જગતના જીવોને પ્રતિબોધ કરશે, એમ આ રત્નની રાશિ સૂચવે છે. ટુંકામાં કહીએ તો રત્નની રાશિ એ ત્રિગડાનું સ્મરણ કરાવે છે અને તેની સાથે તીર્થંકર પ્રભુના અતિશયનું પણ સૂચન કરે છે. એ ત્રિગડાના સ્વરૂપનું તથા પરમાત્માની નિર્મળ વાણીનું અનુમાન કલ્પવાથી કે બુદ્ધિથી થઇ શકે તેમ નથી; માટે એ સંબંધી વિવેચન કરવાને બદલે આપણે સર્વે એ દૈવી દૃશ્ય પ્રત્યક્ષ નિહાળવાની તથા ભગવાનની અમૃતમયી દેશના સાંભળવાની ઉત્કૃષ્ટ ભાવનાપૂર્વક જ હાલમાં તો વિરમીશું.

ચૌદમું નિર્ધૂમ અગ્નિનું સ્વપ્ન બહુ ગંભીર આશય રજુ કરે છે. કવિવર તેનો અર્થ સ્ફુટ કરતાં વદે છે કે:-

ભવિક મનમાં કનક શુદ્ધમાણુ થાશે સુત કરનારોજી,
ચૌદમે સ્વપ્ને નિર્ધૂમ અગ્નિ, માતા જુવો સુવિચારેજી;
સુણો ભવિ પ્રાણીજી રે. (૧૪)

નિર્ધૂમ અગ્નિ એટલે ધુમાડા વિનાનો અગ્નિ. આ પ્રકારનો સ્વચ્છ-જાજ્વલ્યમાન-જ્વલંત-પ્રોજ્જ્વલ અગ્નિ માતાજીને કહે છે કે:- "હું જેવી રીતે મારા નિજ સામર્થ્યથી -તાપથી ગમે તેવા મલિન સુવર્ણને સ્વચ્છ બનાવું છું, અને સુવર્ણને તેજસ્વી બનાવું છું. તેવી રીતે તમારો પુત્ર જગતના ભવ્ય જીવોનાં અંતઃતકરણમાં રહેલી મલિનતાને દૂર કરી તેમના આત્માને પોતાના શુદ્ધ સ્વરૂપમાં આણશે." આ કનકશુદ્ધિનું દૃષ્ટાંત બહુ વિચારણીય છે. કનકની સાથે અશુદ્ધિ-મલિનતા ક્યારે મળી તે જેમ કોઇ જાણતું નથી. તેમ આત્માને કર્મનો લેપ ક્યારથી થયો, એ વાત પણ કોઈ કહેવાને સમર્થ નથી. પ્રયત્નથી જેમ કનકની મલિનતા નિવારી શકાય છે અને તેને તેના શુદ્ધ સ્વરૂપમાં મૂકી શકાય છે તેવી જ રીતે સંસારના રાગ-દ્વેષાદિ પ્રપંચોમાં રચીપચી રહેલો આત્મા પણ દાન, શીલ, તપ, ભાવ, જ્ઞાન, ક્રિયા આદિ ઉપાયોથી સ્વચ્છ તથા સ્ફટિક સરખો નિર્મળ બની પોતાના જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ સ્વભાવને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય છે. અગ્નિ જેવી રીતે કનકને શુદ્ધ કરતાં પહેલાં તેને ખૂબ તાવે છે અને તેના ઉપર અનેક સંસ્કારો કરે છે, તેવી જ રીતે આત્માને શુદ્ધ કરવા અર્થે

તીર્થંકર પ્રભુની આજ્ઞાને અનુસરી તેના ઉપર અનેક પ્રકારના શાસ્ત્રોચિત સંસ્કારો થવા જોઇએ તીર્થંકર પ્રભુએ ફરમાવેલી આજ્ઞાઓ ભવ્ય જીવોના આત્માને શુદ્ધ કરવામાં અગ્નિનું કામ કરે છે. આ અગ્નિના સ્ફુલિંગો આપણા આત્માને સ્પર્શે અને અનાદિ કાળથી મુંઝાઈ રહેલા આત્માને પોતાના શુદ્ધ સ્વરૂપમાં આણે તે માટે દેવાધિદેવ સર્વજ્ઞ પ્રભુ ભવ્ય જીવો ઉપર કરૂણાદષ્ટિ કરે, એવી આપણે આ સ્વપ્નદર્શન સમયે પ્રાર્થના કરીશું તો તે કાળક્રમે અવશ્ય સફળ થશે

---

ઉક્ત ચૌદ સ્વપ્નાં સંક્ષિપ્તમાં સમુચ્ચયે શું સૂચવે છે, તે સંબંધી કવિ કહે છે કેઃ—

એ ચૌદ સ્વપ્ન દીઠાથી તુજ સુત, થાશે ચૌદરાજનો સ્વામીજી,
લોકો પણ આત્મારામ થાશે, એમ એમ પ્રભુતા પામીજી;
સુણો ભવિ પ્રાણીજી રે. (૧૫)

આ ચૌદ સ્વપ્નના દર્શનથી આટલું ચોક્કસપણે સિદ્ધ થાય છે કે— "તમારો પુત્ર ચૌદ રાજલોકનો સ્વામી-શાસક થશે એટલું જ નહીં, પણ ભવ્યાત્માઓને આરામ-શાંતિ સુખ આપનારો પણ થશે, અને ક્રમે ક્રમે પ્રભુતા પામી શિવવધૂની વરમાળાને પોતાના કંઠમાં ધારણ કરશે." તીર્થંકર પ્રભુના મુખમાંથી જે વચનકુસુમો બહાર નીકળ્યાં છે, તેને એક ઉદ્યાન સમાન લેખી શકાય કારણ કે આરામને સંસ્કૃતમાં ઉદ્યાન પણ કહેવામાં આવે છે. ભવ્ય જીવો આ ઉદ્યાનમાં બેસી સર્વજ્ઞવાણીરૂપી કુસુમોની પરિમળ લે

અને પોતાના આત્માને તૃપ્ત કરે, એટલા માટે પ્રભુ મુક્ત કંઠે ધર્મના ઉદ્યાનને ખીલવતા ગયા છે. આપણે આ ઉદ્યાનમાં વિહરવાને પૂર્વપુણ્યના બળથી ભાગ્યશાળી થયા છીએ, તો ભવોભવનાં દુરિતો દૂર થાય તે માટે આ ભવે સંપૂર્ણ બળથી ત્રિકરણ શુદ્ધ યોગે પ્રયત્નો આપણે કરવા જોઈએ. આ પ્રસંગે આપણે પ્રભુને પ્રાર્થીશું કે "આપ જો કે ચૌદ રાજલોકના સ્વામી તો છો જ, પરંતુ અમને તમારા ચરણોમાં ભવોભવ સ્થાન આપજો, અને કોઈ કાળે તમારા શાસનથી દૂર ન પડી જઈએ એવી સદ્બુદ્ધિ આપજો."

---

છેવટની કડીમાં સ્વપ્નનો સમય તથા કાવ્યકર્તાનો પરિચય આપણને થાય છે. તે કડી આ પ્રમાણે છેઃ—

મધ્ય રયણીએ માતાજી દેખે, સુપન ચૌદ વિશાળજી,
ગુરુ પસાયે ડુંગર વિનવે, હોજો મંગળમાળજી;
સુણો ભવિ પ્રાણીજી રે. (૧૬)

જે ચૌદ સ્વપ્નનું અમે ઉપર યથાશક્તિ રહસ્ય બતાવી ગયા, તે સ્વપ્નનો સમય મધ્ય રાત્રિનો હોય છે, આ ચૌદ સ્વપ્ન ગંભીર આશય અને વિશાળ અર્થનાં સૂચક છે. આટલું કહ્યા પછી પોતાના સદ્ગુરુનો ઉપકાર માનતાં અને ગુરુના પ્રતાપનું સ્મરણ કરતાં કવિ શ્રી 'ડુંગર' નમ્ર ભાવે વિનવે છે કે આ સ્વપ્નનું શ્રવણ સૌનું કલ્યાણ કરો, સૌને મંગળની પરંપરા પ્રાપ્ત થાઓ એવી શુભેચ્છા પૂર્વક કવિ શ્રી આ કાવ્યની પૂર્ણાહૂતિ કરે છે. ૐ શાંતિઃ

# સામાન્ય અને વિશેષ અર્થ સહિત શ્રી ઋષભદેવ આદિ ચોવીશ અરિહંત ભગવંતોનાં શુભ નામો.

(૧) શ્રી ઋષભદેવ-પરમપદ-મોક્ષને જે પ્રાપ્ત કરે તે 'ઋષભ' તથા वर्षति इति वृषभः અર્થાત્ દુઃખરૂપ અગ્નિથી બળતા જગતને ધર્મ દેશનારૂપ જલ વરસાવી શાન્ત કરે તે 'ઋષભ' આ સામાન્ય અર્થ થયો અને વિશેષથી ભગવંતના સાથળમાં વૃષભનું લાંછન હતું તથા મરૂદેવા માતાએ ચૌદ સ્વપ્નો જોયાં ત્યારે પ્રથમ સ્વપ્નમાં વૃષભ જોયો હતો તેથી ભગવંતનું નામ ઋષભ પાડ્યું.

(૨) શ્રી અજિતનાથ-પરિષહ આદિથી જિતાયા ન હોવાથી 'અજિત' એ સામાન્ય અર્થ. અને ભગવંત જ્યારે ગર્ભમાં હતા ત્યારે માતાજી રાજા સાથે પાસા ખેલતાં હતાં, તેમાં જિતાયાં નહિ, તેથી ભગવંતનું 'અજિત' નામ રાખ્યું તે વિશેષ અર્થ.

(૩) શ્રી સંભવનાથ-જેઓમાં ચોત્રીશ અતિશયરૂપ ગુણો વિશેષ પ્રકારે સંભવે છે, તે 'સંભવ' અથવા જેમની સ્તુતિ કરવાથી સ્તુતિ કરનારને 'शं' એટલે સુખ પ્રાપ્ત

પ્રશંસનીય માટે 'શ્રેયાંસ' અથવા 'શ્રેયઃ' એટલે કલ્યાણકારી અને 'અંસ' એટલે ખભો અર્થાત્ કલ્યાણકારી ખભાવાળા તેથી 'શ્રેયાંસ' આ સામાન્ય અર્થ થયો તથા પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે કોઇએ ન વાપરેલ એવી દેવતાધિષ્ઠિત શય્યાનો માતાએ ઉપભોગ કરવાથી શ્રેય થયું એટલે ભગવંતનું 'શ્રેયાંસ' નામ રાખ્યું તે વિશેષ અર્થ.

(૧૨) **શ્રી વાસુપૂજ્યસ્વામી**-વસુ જાતિના દેવોને પૂજ્ય હોવાથી 'વાસુપૂજ્ય' આ સામાન્ય અર્થ થયો તથા ભગવંત જ્યારે ગર્ભમાં હતા ત્યારે વસુ વડે અર્થાત્ હિરણ્ય વડે ઇન્દ્રે રાજકુલની પૂજા કરી તેથી 'વાસુપૂજ્ય' અથવા વસુપૂજ્ય રાજાના પુત્ર હોવાથી વ્યાકરણના નિયમ અનુસાર 'વાસુપૂજ્ય' કહેવાયા તે વિશેષ અર્થ.

(૧૩) **શ્રી વિમલનાથ**-જેનો મલ ચાલ્યો ગયો છે તે 'વિમલ' અથવા જ્ઞાન, દર્શનાદિ ગુણો જેના નિર્મલ છે તે 'વિમલ' આ સામાન્ય અર્થ થયો અને ગર્ભના પ્રભાવે માતાને મતિ તથા શરીર નિર્મલ થયા માટે 'વિમલ' નામ રાખ્યું તે વિશેષ અર્થ.

(૧૪) **શ્રી અનંતનાથ**-અનંત કર્મો પર વિજય મેળવનારા અથવા અનંત જ્ઞાનાદિ ગુણોથી વિજયવંતા, તે 'અનંતજિત' આ સામાન્ય અર્થ થયો તથા ભગવાન જ્યારે ગર્ભમાં હતા ત્યારે માતાએ અનંત રત્નમાળા અથવા આકાશમાં અંત વગરનું મહાચક્ર દેખ્યું હોવાથી તથા ત્રણ

ભુવનમાં જયવંતા હોવાથી 'અનંત જિત' કહેવાયા આ વિશેષ અર્થ ભીમસેનને બદલે ભીમ પણ કહેવાય એ ન્યાયે 'અનંત' પણ કહેવાય.

**(૧૫) શ્રી ધર્મનાથસ્વામી**-દુર્ગતિમાં પડતા જીવોને ધારણ કરે તે 'ધર્મ' આ સામાન્ય અર્થ થયો અને પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારથી માતા દાનાદિ ધર્મોમાં તત્પર બન્યાં માટે 'ધર્મ' નામ રાખ્યુ, એ વિશેષ અર્થ.

**(૧૬) શ્રી શાંતિનાથ ભગવાન**-શાંતિનો યોગ થવાથી, પોતે શાંતિ સ્વરૂપ હોવાથી અને બીજાઓને શાંતિ કરનાર હોવાથી 'શાંતિ' આ સામાન્ય અર્થ થયો અને ભગવંતના ગર્ભના મહિમાથી દેશમાં ઉત્પન્ન થયેલા મરકીના ઉપદ્રવની શાંતિ થવાથી પુત્રનુ નામ 'શાંતિ' રાખ્યું એ વિશેષ અર્થ.

**(૧૭) શ્રી કુંથુનાથસ્વામી**-'કુ' એટલે પૃથ્વી, તેમાં રહેલા હોવાથી 'કુંથુ' એ સામાન્ય અર્થ થયો અને પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારે ગર્ભના પ્રભાવે માતાએ રત્નોને કુંથુ એટલે ઢગલો જોયો એટલે 'કુંથુ' નામ પાડ્યું એ વિશેષ અર્થ.

**(૧૮) શ્રી અરનાથસ્વામી**-સર્વોત્તમ મહા સાત્વિક કુલમાં તે કુલની આબાદી માટે જે ઉત્પન્ન થાય છે, તેમને વૃદ્ધ પુરુષોએ 'અર' નામ આપેલું છે, આ સામાન્ય અર્થ થયો તથા પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે ગર્ભના પ્રભાવથી માતાએ સ્વપ્નમાં રત્નોનો અર એટલે આરો દેખ્યો તેથી

પૂજિત, સમગ્ર ઐશ્વર્યવાન પૂજ્ય ભગવાન શ્રી જિનેશ્વરદેવ હિતાભિલાષિ-પ્રાણીઓને ભક્તિ-વિનયવડે પૂજન કરવા યોગ્ય છે. (૨)

પંચોપચારયુક્ત—પંચાંગ પ્રણિપાતરૂપ, અષ્ટોપચારયુક્ત-અષ્ટાંગ પ્રણિપાતરૂપ અથવા સર્વોપચારયુક્ત-ઋદ્ધિવિશેષથી દશાર્ણભદ્રાદિની જેમ હસ્તી, અશ્વ અને રથાદિ સર્વ સામગ્રી વડે, સર્વ બલ વડે, સર્વ સમુદય વડે, સર્વ વિભૂતિ વડે, સર્વ વિભૂષા વડે અને સર્વ આદર વડે. (૩)

પરિશુદ્ધ ન્યાયાર્જિત વિત્ત દ્રવ્ય વડે અને બીજા પણ સત્સાધનો વડે બુદ્ધિમાન પુરુષે શ્રી જિનરાજની નિરવશેષ-સમસ્ત પ્રકારે પૂજા કરવી જોઇએ. (૪)

શુચિ અર્થાત્ દ્રવ્યભાવ સ્નાનવડે પવિત્ર થઇને, દ્રવ્યસ્નાન-હાથપગશિરાદિ અવયવોનું અને ભાવસ્નાન મલિન અધ્યવસાયોનું-શરીર તથા મનથી સ્વચ્છ થઇને, શ્વેત અને શુભ વસ્ત્ર પહેરીને-શુભ શબ્દથી શ્વેત વર્ણ સિવાયના બીજા પણ રક્ત પીતાદિ વર્ણવાળા શુભ વસ્ત્રો પહેરીને, આગમ પ્રધાન બનીને તથા આલોક પરલોકાદિના સાંસારિક ફલની કામનાથી રહિત બનીને, જે જે પ્રકારે ભાવની અત્યંત વૃદ્ધિ થાય તે તે પ્રકારે પુષ્પ અને વસ્ત્રાદિની સામગ્રીથી સજ્જ બનીને-શ્રી જિનરાજની પૂજા કરવી જોઇએ. (૫)

" कायादियोगसारा त्रिविधा तच्छुद्धयुपात्तवित्तेन ।
या तदतिचाररहिता सा परमाऽन्ये तु समयविदः ॥ ६ ॥

विघ्नोपशमन्याद्या गीताभ्युदयप्रसाधनी चाऽन्या।
निर्वाणसाधनीति च फलदा तु यथार्थसंज्ञाभिः ॥ ७ ॥

સમયવેદી અન્ય આચાર્યો કાયાદિ ત્રણ યોગોની પ્રધાનતાથી ત્રણ પ્રકારની પૂજાને ફરમાવે છે. કાયયોગસાર, વચનયોગસાર અને મનોયોગસાર-કાયાદિના દોષોનો જેમાં ત્યાગ છે, એવી અતિચાર રહિત પૂજા, એ પણ પ્રધાન પૂજા છે. (૬)

પહેલી કાયયોગસાર-કાયાના દોષથી રહિત પૂજાને વિઘ્નોપશમની, બીજી વચનયોગસાર-વાણીના દોષથી રહિત પૂજાને અભ્યુદયપ્રસાધની અને ત્રીજી મનોયોગસાર મનના દોષથી રહિત પૂજાને નિર્વાણસાધની, એ રીતે યથાર્થ સંજ્ઞાવાળી નામ મુજબ ફલને આપનારી ત્રણ પ્રકારની પૂજા કહેલી છે (૭)

એ ત્રણ પ્રકારની પૂજાના અન્વર્થ એવા બીજા પણ ત્રણ નામ શ્રી પૂજાવિંશિકામાં ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે કહેલાં છે સમન્તભદ્રા, સર્વમંગલા અને સર્વસિદ્ધિફલા. પ્રથમ પૂજા પ્રથમ અવચંક યોગથી અવિરતિ સમ્યગ્દૃષ્ટિને હોય છે. બીજી પૂજા દ્વિતીય અવંચક યોગથી ઉત્તરગુણધારી શ્રાવકને હોય છે. ત્રીજી પૂજા તૃતીય અવંચક યોગથી મૂલોત્તર ગુણધારી પરમ શુદ્ધ શ્રાવકને હોય છે. પ્રથમ પૂજામાં પૂજક પોતે સુગન્ધિત પુષ્પાદિની સામગ્રી લાવે છે. દ્વિતીય પૂજામાં ક્ષેત્રાન્તરથી બીજા પાસે મંગાવે છે. તૃતીય પૂજામાં ત્રણ લોકમાં જેટલી સુંદર વસ્તુઓ છે તે નન્દનવનગત પારિજાત કુસુમાદિ સર્વને મનથી પોતે

લાવે છે. અખિલ ગુણાધિક-સમસ્ત પ્રાણીગણથી અધિક ગુણવાન શ્રી જિનેશ્વરદેવની પૂજા અખિલગુણાધિક પૂજોપકરણ વડે સર્વ કરતાં અધિક ગુણવાલાં સારભૂત પૂજાના ઉપકરણો વડે બુદ્ધિમાન પુરુષોએ કરવી જોઇએ. એ રીતે કરેલી પૂજા જ ચિત્તને પરિપૂર્ણ સંતોષ આપનારી થાય છે. અન્યથા નહિ

અન્ય ગ્રન્થોમાં પંચોપચારી, અષ્ટોપચારી સર્વોપચારી તથા ત્રણ પ્રકારની પૂજા અન્ય રીતે પણ કહી છે.

**પંચોપચારીપૂજા**—ઉપચાર એટલે પૂજાની સામગ્રી-પુષ્પ, અક્ષત, ગંધ, ધૂપ અને દીપ અથવા જળ, ચન્દન, પુષ્પ, ધૂપ અને દીપ એમ પાંચ પ્રકારની પૂજા કહી છે.

**અષ્ટોપચારીપૂજા**—પુષ્પ, અક્ષત, ગંધ, દીપ, ધૂપ, નૈવેદ્ય, ફળ અને જળ. એમાં જળપૂજા પ્રથમ કરવાની છે. પછી ગંધ (વિલેપન), પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, નૈવેદ્ય અને ફળ અથવા ફળ પછી નૈવેદ્ય

**સર્વોપચારીપૂજા**—પૂજાને યોગ્ય સર્વ પ્રકારની વસ્તુઓ વડે પૂજા કરવી તે. સત્તરભેદી, એકવીસ પ્રકારી, એકસો આઠ પ્રકારી ઇત્યાદિ. અંગ, અગ્ર અને ભાવ એ ત્રણે ભેદોથી પૂજા કરવી, તે પણ સર્વોપચારી પૂજા કહેવાય છે.

અંગપૂજાને વિઘ્નોપશામિકા—વિઘ્નોને શમાવનારી, અગ્રપૂજાને અભ્યુદયસાધની-સ્વર્ગાદિ સંપત્તિને આપનારી તથા ભાવપૂજાને નિર્વૃત્તિકારિણી-અવ્યાબાધ સુખ સ્વરૂપ

મુક્તિને આપનારી કહી છે.

અંગપૂજા એટલે પ્રભુના શરીર સંબંધી પૂજા. પ્રથમ નિર્માલ્ય ઉતારવું, મોરપીછીથી પ્રમાર્જના કરવી, પંચામૃતથી અભિષેક કરવો, અંગલૂંછણાં કરવાં, વિલેપન કરવું, નવ અંગે પૂજા કરવી, પુષ્પ ચઢાવવાં, અંગરચના કરવી, કસ્તુરી આદિવડે પ્રભુના શરીરે પત્ર વિગેરેની રચના કરવી, આભૂષણુ પહેરાવવા ઇત્યાદિ.

અગ્રપૂજા–એટલે પ્રભુની આગળ ધૂપ કરવો, દીપક કરવો, અક્ષતાદિ વડે અષ્ટ મંગળ આલેખવા, પુષ્પના પગર ભરવા, ઉત્તમ ફળ મૂકવા, અશન–પાન–ખાદિમ–સ્વાદિમ એ ચાર પ્રકારનાં નૈવેદ્ય ધરવા, આરતી, મંગળદીવો ઉતારવો, ગીત–નૃત્ય વાજિંત્રાદિ વગાડવા ઇત્યાદિ.

ભાવપૂજા એટલે ચૈત્યવન્દન, સ્તવન, સ્તુતિ, સ્તોત્ર, જપ, અને કેટલાક આચાર્ય મહારાજાના મત પ્રમાણે ગીત, નૃત્ય, વાજિંત્રાદિ પણ ભાવપૂજા ગણાય છે.



# શ્રી અરિહંત દેવાધિદેવના દર્શન-પૂજન આદિનું ફળ.

પ્રણમું શ્રી ગુરુરાજ આજ, જિનમંદિર કેરો;
પુણ્ય ભણી કરશું સફલ, જિન વચન ભલેરો. ૧

દેહરે જાવા મન કરે, ચોથ[૧]-તણું ફલ પાવે;
જિનવર જુહારવા ઉઠતાં, છઠ[૨]-પોતે આવે. ૨

જાવા માંડયું જેટલે, અઠ્ઠમ[૩]-તણું ફલ હોય;
ડગલું ભરતાં જિનભણી, દશમ[૪]-તણું ફલ જોય. ૩

જાઇશ્યુ જિનવર ભણી, મારગ ચાલંતા;
હોવે દ્વાદશ[૫]-તણું પુણ્ય, ભક્તિ માલંતા. ૪

અર્ધ પંથ જિનહર-તણો, પંદર ઉપવાસ;
દીઠે સ્વામીતણો ભવન, લહીએ એક માસ. ૫

જિનહર પાસે આવતાં, છ માસી ફલ સિદ્ધ;
આવ્યા જિનહર બારણે, વરસીતપ ફલ લીધ. ૬

---

૧-એક ઉપવાસ. ૨-બે ઉપવાસ ૩-ત્રણ ઉપવાસ. ૪-ચાર ઉપવાસ ૫-પાંચ ઉપવાસ.

સો વર્ષ ઉપવાસ પુણ્ય, પ્રદક્ષિણા દેતાં;
સહસ વર્ષ ઉપવાસ પુણ્ય, જિન નજરે જોતાં. ૭

ભાવે જિનવર જુહારીએ, ફલ હોવે અનંત;
તેહથી લહીએ સો ગણું, જો પૂજે ભગવંત. ૮

ફલ ઘણું ફૂલની માલ, પ્રભુકંઠે ઠવતાં;
પાર ન આવે ગીત નાદ, કેરાં ફલ ગુણતાં. ૯

નિરમલ તન મને કરી, ગુણતાં ઇન્દ્ર જગીશ;
નાટક ભાવના ભાવતાં, પામે પદવી જગીશ. ૧૦

જિનવર ભક્તિ વલી એ, પ્રેમે પ્રકાશી;
નિસુણી શ્રી ગુરુવયણ સાર, પૂર્વ ઋષિ ભાષી. ૧૧

અષ્ટ કર્મને ટાલવા, જિનમંદિર જઈશું;
ભેટી ચરણ ભગવંતના, હવે નિરમલ થઈશું. ૧૨

કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય કહે કરજોડ;
સફલ હોજો મુજ વિનતિ, જિન સેવાનું કોડ. ૧૩

ઉપરોક્ત ચૈત્યવન્દનમાં ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે શ્રી જિનેશ્વરદેવ અને તેમના ચૈત્ય આદિનાં દર્શન. સ્તવન, પૂજન, આદિની ભક્તિનું ફળ, પૂર્વ મહર્ષિઓએ જે રીતે પ્રકાશ્યું છે, તે રીતે વર્ણવી બતાવ્યું છે. એ જ વાતને પૂર્વાચાર્ય મહર્ષિઓ નીચેના શબ્દોમાં સમર્થન કરે છે.

संपत्तो जिणभवणे, पावइ छम्मासिअं फलं पुरिसो ।
संवच्छरिअं तु फलं, दारदेसट्ठिओ लहइ ॥ १ ॥

આ પાંચ મહાતીર્થો ઉપરાંત તારંગાજી ઉપર શ્રી અજિતનાથ પ્રભુ, ચંપાનગરીમાં શ્રી વાસુપૂજ્યસ્વામી, પાવાપુરીમાં શ્રી મહાવીરસ્વામી, શંખેશ્વરા પાર્શ્વનાથ, સ્તંભન પાર્શ્વનાથ, જિરાઉલા પાર્શ્વનાથ, અંતરીક્ષ પાર્શ્વનાથ, પંચાસરા પાર્શ્વનાથ, મુલતાના પાર્શ્વનાથ, લોઢણ પાર્શ્વનાથ, દર્ભાવતી પાર્શ્વનાથ, નાંદીયા, દીયાણા, બામણવાડજી આદિ નાની પંચતીર્થી, રાણકપુરજી, મૂછાળા મહાવીર, નાડલાઇ, નાડોલ, વરકાણાજી આદિ મોટી પંચતીર્થીમાં તથા સકલતીર્થ-જગચિંતામણિ વગેરેમાં સ્તવાયેલા શાશ્વતા-અશાશ્વતા-સઘળાં તીર્થો-ચૈત્યો-જિનબિમ્બો સહુને હું આહીં રહ્યો રહ્યો પણ નિત્ય પ્રણામ કરું છું. સહુને મારી કોટી કોટી વંદના હોજો.

## દ્રવ્ય-જિનને વંદના.

દ્રવ્યજિન એટલે રૂપભાહિક ભગવન્તો કે જેઓ તીર્થંકરપદ અનુભવીને મોક્ષમાં ચાલી ગયા છે, તથા જેઓ હજુ તીર્થંકર થયા નથી પરંતુ ભવિષ્યમાં થવાના છે તેવા શ્રેણીક પ્રમુખના જીવો, તે સર્વને હું તેમના ભાવિના તીર્થંકરત્વની અપેક્ષાએ કોટી કોટી વંદના કરું છું.

## ભાવ-જિનને વંદના.

હવે સમવસરણને વિષે તીર્થંકર નામકર્મના વિપાકને ભોગવી રહેલા ભાવજિનોને હું વાંદું છું. તે વીશ વિહર

# ॥ श्री शत्रुंजय महातीर्थ ॥



श्री शत्रुंजयतीर्थाय, विश्व चिन्तामणीयते ।
तत्रार्हदीश्वरदेवाय, सम्यग भक्त्या नमो नमः ॥१॥

# ॥ श्री अष्टापद तीर्थ ॥



निर्वाणं यत्र संजात, आदिनाथस्य मुनीन्द्रस् ।
गिरिमष्टापदं वन्दे, सदानन्दपदं ननाम ॥१॥

પ્રભાવને લીધે તેમની પૂજા, સેવા, ભક્તિ, વંદના અને સ્તવના કરવાનું અનેક જીવોને મન થાય છે અને એ રીતે તેમની ભક્તિ કરનારા તેમના સરખા પૂજનિક થાય છે. વધારે શું કહીએ ! ઘણા જીવોને સંસારના ક્લેશથી જેમણે મૂકાવ્યા છે-અનંતા આત્માઓ જે મોક્ષમાં ગયા છે, જાય છે, અને જશે-એ બધો એમનો જ ઉપકાર છે, તે વિદ્યમાન વિચરતા ચોત્રીશ અતિશય સંપન્ન ભાવ તીર્થંકર પ્રભુઓને હું કોટી કોટી વંદના કરું છું.

૦

આ તારક જિનેશ્વર પરમાત્માઓએ સંસારના પ્રાણી માત્રને શાશ્વત સુખી કરવાની "સવિ જીવ કરું શાસનરસી" આ મહાભાવના સેવીને ઉત્કટ પરમાર્થવૃત્તિયુક્ત અર્હંત્ આદિ પદોની આરાધના કરી તીર્થંકર નામકર્મ નિકાચ્યું. અહો આ મહાપ્રભુની કેવી અગાધ કરુણા છે, કેવું એમનું વિશ્વવાત્સલ્ય છે, કેવો મહાન્ એમનો અનુગ્રહ છે, હું એને પાત્ર થાઉં એ જ મારી સદ્અભિલાષા છે. અહો ! આ ભગવન્તો જ્યાં સાક્ષાત્ વિચરી રહ્યા છે, ધન્ય છે તે ગામ, નગર અને ભૂમિને, પ્રભુ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં પ્રભુના ચરણકમળ નીચે દેવતાઓ સુવર્ણકમળનો સંચાર કરે છે, આકાશમાં અદ્ધર ધર્મચક્ર, અશોકવૃક્ષ. સિંહાસન વગેરે ગતિ કરે છે, પ્રભુને દેવતાઓ ચામર વીંજે છે, આકાશમાં દેવતાઓ દુંદુભી વગેરે વાજીંત્રો વગાડે છે, યોજન સુધી ભૂમિ ઉપર સુગંધી જલ છંટકાવ કરે છે, પ્રભુ પધારે છે ત્યાં વૈમાનિક આદિ દેવતાઓ રત્ન વગેરેના ગઢોવાળું સુંદર

સમવસરણ રચે છે, સુગંધીદાર જલ-સ્થલનાં પંચવર્ણિ પુષ્પોથી ઘુંટણ સુધી દેવતાઓ વૃષ્ટિ કરે છે, આસપાસ ઉપર નીચે સવાસો યોજન સુધી ઇતિ-ઉપદ્રવ-મારી-મરકી-દુષ્કાળ-અતિવૃષ્ટિ-અનાવૃષ્ટિ-સ્વચક્ર-પરચક્ર વગેરે કશા ભય રહેતા નથી, વૃક્ષો પણ પ્રભુજીને નમન કરે છે જાતિ વૈરવાળાં પ્રાણીઓ પોતાનાં વેર છોડી દે છે, તિર્યંચ-મનુષ્ય દેવતા સહુને પોતપોતાની ભાષામાં સમજાય તેવી યોજન-ગામિની વાણીમાં પ્રભુ કેવળ જગતના ઉપકાર માટે દિવસમાં બન્ને વખત અગ્લાનપણે એક એક પ્રહર સુધી દેશનાઓ આપે છે, દ્વાદશાંગીની વાણી ફરમાવે છે; તરણ તારણ નાકા સમાન આ પ્રભુ મિથ્યાત્વ તથા હિંસાદિ પાપરૂપ અંધકારોને ટાળવા માટે સૂર્ય સમાન છે, જેમનાં કલ્યાણ કોને દિવસે નારકીઓમાં પણ અજવાળાં અને ક્ષણ શાતા વેદનીયના અનુભવ થાય છે, જેઓ સર્વજીવ હિતકારી અભયદાન વગેરેના દાતા હોવાથી મહામાહન, મહાગોપ, મહાનિર્યામક અને મહાસાર્થવાહ સ્વરૂપ છે, જેમની સાથે મહાવિદેહમાં હાલ બે ક્રોડ કેવલી, બે હજાર ક્રોડ સાધુ-ગણધર-મનઃપર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, મતિશ્રુતજ્ઞાની આદિ પરિવાર વિચરી રહેલો છે, વળી જેઓ જઘન્યથી એક ક્રોડ-ક્રોડ-ઉત્કૃષ્ટથી અસંખ્યાત સુર-અસુર તેમના નાયકો-નરપતિ-શ્રાવક-શ્રાવિકાઓ આદિ સહુથી સેવાઈ રહેલા છે, અઢારે દૂષણોથી રહિત તેઓ મારું-આ જગત સર્વનું ભદ્ર કરો-કલ્યાણ કરો.

થયેલા આત્માના ગુણો છે, જેને મારે પણ એ રીતે પ્રગટ કરવાના છે, તે સર્વને હું અનંતી વંદના કરું છું.

એસો પંચનમુક્કારો, સવ્વપાવપ્પણાસણો;
મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઇ મંગલં.

પંચપરમેષ્ઠિ તથા ઉપલક્ષણથી સમ્યગ્દર્શનાદિ ગુણો એમ શ્રી નવપદ ભગવન્તને કરેલો આ નમસ્કાર સર્વ-પાપ માત્રનો નાશ કરનાર છે, સર્વ મંગલોમાં એ સહુથી પ્રથમ મંગલ છે. આ નમસ્કાર કરીને હું આજે કૃતાર્થ થયો છું. મારા યે ભવભ્રમણને નિવારનાર આ નમસ્કાર ચિંતામણિ અને કલ્પતરૂ વગેરે કરતાં પણ અધિક છે, મને એનું નિરંતર ધ્યાન હોજો. એ જ મહામંગલ છે, એ જ લોકોમાં ઉત્તમ છે, એ જ પરમ શરણરૂપ છે.

એ રીતે હે આત્મન્! તું— શ્રી અરિહંતાદિ પદોનું ધ્યાન કર, તત્ત્વથી જોઇએ તો આત્મા જ અરિહંત સ્વરૂપ છે. સિદ્ધસ્વરૂપ છે, આચાર્ય-ઉપાધ્યાય-સાધુ-સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર અને તપસ્વરૂપ છે. એમ સમજીને હે ચેતન! તું તારા આત્માના શુદ્ધ સ્વરૂપનું ચિંતવન કર અને તેને પ્રગટ કરવાનો સમ્યગ્ પુરુષાર્થ કર.

"ઇમ નવપદ ધ્યાવે, પરમ આનંદ પાવે,
નવમે ભવ શિવ જાવે દેવ નરભવ પાવે;
જ્ઞાનવિમલ ગુણ ગાવે, સિદ્ધચક્ર પ્રભાવે,
સવિ દુરિત દૂર થાવે, વિશ્વે જયકાર પાવે."

## મારી અભિલાષા.

આ વંદના કરીને હું એ જ માગું છું કે હે પ્રભો! મારા જીવને આપના સરખો બનાવો, મારી એક જ અભિલાષા છે કે હે ભગવન્ત! આપની દયાથી મારા પરિણામ આપના જેવા સુંદર-મનોહર. સ્વ-સ્વભાવપરિણત બને, કામ-ક્રોધાદિ વિભાવપરિણતિથી હું મૂકાઇ જાઉં, સર્વસંગરહિત બની સમભાવમાં સ્થિર થાઉં, અપ્રમત્તભાવથી ગુણશ્રેણી ઉપર આરૂઢ થઇ મારાં ઘાતી કર્મો વગેરેનો ક્ષય કરૂં, આપના જેવું ઉજ્જવળ કેવલજ્ઞાન-કેવલદર્શન-ક્ષાયિક સમ્યક્ત્વ-આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવારૂપ ક્ષાયિક ચારિત્ર, અક્ષય-અનન્ત-અવ્યાબાધ સુખ, અક્ષયસ્થિતિ, અરૂપીપણું, અગુરુલઘુભાવ-અનન્તવીર્ય પામું, મને બીજી કોઇ તૃષ્ણા નથી. કેવલજ્ઞાન વગેરે મારી સત્તામાં જ છે, ક્રોધ-માન-માયા-લોભ-રાગ-દ્વેષ-મોહ-આશા-તૃષ્ણા-વર્ણ-ગંધ-રસ-સ્પર્શ-ભુખ-તરસ-ટાઢ-તડકો-વિષય-સુખ-ક્લેશ-સંતાપ વગેરે કોઇ દોષ મારી સત્તામાં નથી, તેનાથી હું મુક્ત થાઉં, મારું શુદ્ધ સ્વરૂપ હું પ્રગટ કરું, એ જ હું માગું છું.

## આત્માને અંતિમ હિતશિક્ષા.

વળી હે જીવ! તું વિચાર કર-આ અવસર તને ફરીથી ક્યારે મળશે! ચેત-ચેત-સમજ-સમજ. શું પ્રમાદ-આળસ કરી રહ્યો છે? જગતમાં તારું કોણ હિતકારી છે? જે ધર્મસાધન કરશે તે તરશે, બાકી સહુ સ્વાર્થનું છે. તું તારો

## શ્રી અરિહંતદેવના પૂજનથી ત્રણ ગુણની સિદ્ધિ.

૧ ગુણબહુમાન, ૨ કૃતજ્ઞતા અને ૩ વિનય.

૧ ગુણબહુમાન-શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે કે—

'गुणबहुमानिनो हि जीवा बहुमानद्वारोपजातावन्ध्यपुण्यप्रबन्धसामर्थ्यान्नियमादिहाऽमुत्र च शरच्छशधरकरनिकरगौरं गुणग्राममवश्यमवाप्नुवन्ति, तद्बहुमानाशयस्य चिन्तारत्नादप्यधिकशक्तियुक्तत्वात् ।'

ગુણો પ્રત્યે બહુમાન ધારણ કરનારા જીવો, એ બહુમાન દ્વારા ઉપાર્જન કરેલ અવન્ધ્ય પુણ્યસમૂહના સામર્થ્યથી, આલોક અને પરલોકમાં શરદ્ઋતુના ચંદ્રકિરણના સમૂહ જેવા ઉજ્જ્વળ ગુણ સમુદાયને અવશ્ય પ્રાપ્ત કરે છે. કારણ કે ગુણ બહુમાનનો આશય-અધ્યવસાય ચિન્તામણિરત્ન કરતાં પણ અધિક શક્તિથી યુક્ત છે.'

શ્રી જિનેશ્વરદેવનું પૂજન કરનારો શ્રી જિનેશ્વરદેવના વીતરાગતાદિ અનંત ગુણોનું બહુમાન કરે છે. તેથી એ બહુમાન દ્વારા તે અનંત પુણ્યને ઉપાર્જન કરે છે.

શ્રી 'સિન્દૂરપ્રકર'ના કર્તા શ્રી સોમસુંદરસૂરીશ્વરજીએ ફરમાવ્યું છે કે—

यः पुष्पैर्जिनमर्चति स्मितसुरस्त्रीलोचनैः सोऽर्च्यते,
यस्तं वंदत एकशस्त्रिजगता सोऽहर्निशं वन्द्यते ।
यस्तं स्तौति परत्र वृत्रदमनस्तोमेन स स्तूयते,
यस्तं ध्यायति क्लृप्तकर्मनिधन स ध्यायते योगिभिः ॥१॥

'જે ભવ્યાત્મા પુષ્પો વડે શ્રી જિનને પૂજે છે, તે સ્મિત વદનવાળી દેવાંગનાઓના લોચનો વડે પૂજાય છે. જે એક જ વાર શ્રી જિનને ભાવપૂર્વક નમે છે, તે ત્રણે જગત વડે નિરંતર નમન કરાય છે. જે ગુણબહુમાનના ભાવથી શ્રી જિનની આ લોકમાં સ્તુતિ કરે છે, તે પરલોકમાં ઈન્દ્રોના સમુદાય વડે સ્તુતિ કરાય છે. જે શ્રી જિનેશ્વરદેવનું મનથી ધ્યાન કરે છે, તે સમસ્ત કર્મનો અંત કરનારો બની યોગિપુરુષો વડે પણ ધ્યાન કરાય છે.'

ઉપરોક્ત કથનમાં જેઓને અતિશયોક્તિ લાગતી હોય અગર શ્રદ્ધા ન બેસતી હોય તેઓએ વિચારવું જોઈએ કે શ્રી જિનેશ્વરદેવો અનંતગુણના પુંજ છે સર્વ ગુણના પ્રકર્ષને પામેલા છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ક્ષમા, માર્દવ, આર્જવ, સંતોષ, શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તિક્ય, દાન, શીલ, તપ, ભાવ, દર્શન, જ્ઞાન, ચારિત્ર, ધૈર્ય, સ્થૈર્ય, ગાંભીર્ય, દાક્ષિણ્ય, સૌજન્ય અને ઔદાર્ય આદિ સ્વપરોપકારક જેટલા ગુણો આ જગતમાં સંભવે છે, તે સર્વ ગુણોનું પાલન શ્રી જિનેશ્વરદેવોએ

જગતની અનાદિકાળની ભાવદરિદ્રતાને તેમણે ટાળી છે. અનંત કાળથી ભૂલાઇ ગયેલી જીવની અકૃત્રિમ-અખૂટ-આંતરિક લક્ષ્મી તેમણે દેખાડી છે અને ભવ્ય જીવોને તેનું ભાન કરાવ્યું છે, તેમણે બતાવેલા માર્ગના આરાધનથી જીવને આ દુઃખમય સંસારમાં પણ સુખનો અનુભવ થાય છે. એવા અનુપમ ઉપકારીની પૂજા કરનારો આત્મા ઉપ-કારીના ઉપકારને હૃદયમાં ધારણ કરી કૃતજ્ઞતા ગુણનું પાલન કરી ધર્મપ્રાપ્તિને લાયક બને છે.

૩ વિનય—' विनीयते अपनीयते विलीयते वा अष्टप्रकारं कर्म येन स विनयः ।' આઠ પ્રકારના કર્મ જેનાથી દૂર થાય, નાશ પામે, તે શ્રી જૈનસિદ્ધાન્તાનુસાર વિનય કહેવાય છે. તે વિનય સર્વ ગુણોનું મૂળ છે. વિનય રહિત આત્માનો ધર્મ કે તપ પણ નિષ્ફળ માન્યો છે. વિનયથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્ઞાનથી દર્શન, દર્શનથી ચારિત્ર, ચારિત્રથી મોક્ષ અને મોક્ષથી અવ્યાબાધ સુખની પ્રાપ્તિ થાય છે, એ વિનય શાસ્ત્રોમાં પાંચ પ્રકારનો કહ્યો છે. જ્ઞાનવિનય, દર્શનવિનય, ચારિત્રવિનય, તપવિનય અને ઉપચારવિનય. ઉપચારવિનય બે પ્રકારનો છે. પ્રતિરૂપ ઉપચાર અને અનાશાતનારૂપ ઉપ-ચાર. પ્રતિરૂપ ઉપચારના ત્રણ પ્રકાર છે. કાયિક, વાચિક અને માનસિક. અનાશાતના ઉપચારના ચાર પ્રકાર છે. અનાશા-તના (હીલનાનો ત્યાગ), ભક્તિ (બાહ્ય પ્રતિપત્તિ રૂપ), બહુમાન (આન્તરિક ભાવપ્રતિબન્ધ રૂપ) અને પ્રશંસા (સદ્ભૂત ગુણોના કીર્ત્તનરૂપ)–શ્રી જિનેશ્વરદેવની પૂજામાં એ પાંચે પ્રકારનો વિનય સચવાય છે અને એના ફળરૂપે અપૂર્વ જ્ઞાન, અપૂર્વ દર્શન, અપૂર્વ ચારિત્ર અને અપૂર્વ તપ આદિ ગુણોની પ્રાપ્તિ થાય છે.

---

## શ્રી અરિહંતદેવના દર્શન સંબંધી શંકા–સમાધાન.

શંકા—દેવદર્શનની ક્રિયા નિષ્ફળ છે?

સમાધાન—દેવદર્શનની ક્રિયા નિષ્ફળ છે, એમ કહેવું ખોટું છે. દેવદર્શનથી પ્રત્યક્ષ શુભભાવ ઉત્પન્ન થાય છે અને શુભભાવથી જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ક્ષય થાય છે.

શંકા—દેવદર્શનથી પ્રત્યક્ષ શુભભાવ ઉત્પન્ન થાય છે, એવો એકાંત નથી. કેટલાકને અશુભભાવ પણ ઉત્પન્ન થાય છે.

સમાધાન—અશુભભાવ ઉત્પન્ન થવાનું કારણ તેમની અજ્ઞાનતા છે. જેઓ સમ્યગ્જ્ઞાનપૂર્વક દેવનું સ્વરૂપ સમજી ઉપયોગ અને વિધિપૂર્વક દેવદર્શન કરે છે, તેઓને અવશ્ય શુભભાવ ઉત્પન્ન થાય છે.

શંકા—આજકાલ વિધિપૂર્વક કોઈ દર્શન કરતું નથી. જેઓ દર્શન કરે છે, તેઓમાંના ઘણા ખરા તો દેવનું સ્વરૂપ સમજતા નથી અને જેઓ થોડું ઘણું સમજે છે, તેઓ પણ ઉપયોગ વિના-રૂઢિ માત્રથી જેમ તેમ ક્રિયા કરાવે છે.

**સમાધાન**—વિધિપૂર્વક નહિ કરનારા વિધિપૂર્વક કરે, દેવનું સ્વરૂપ નહિ સમજનારા દેવનું સ્વરૂપ સમજે તથા રૂઢિ માત્રથી કરનારા પણ સમજપૂર્વક કરતા થાય. એ માટે ઉપદેશ અને લખાણ દ્વારા સમ્યગ્જ્ઞાનનો પ્રચાર કરવાની આવશ્યકતા છે. એ વાત સાચી છે કે સમ્યગ્જ્ઞાન દ્વારા જ્યાં સુધી દેવનું યથાર્થ સ્વરૂપ સમજાય નહિ, ત્યાં સુધી જોઇએ તેવો ભાવ આવે નહિ અને જોઇએ તેવો ભાવ આવે નહિ ત્યાં સુધી ક્રિયાની શુદ્ધિ અને કર્મનો ક્ષય થાય નહિ.

**શંકા**—શુદ્ધ ક્રિયા કરનારા પણ ભાવ વિનાના દેખાય છે. રોજ વિધિપૂર્વક ત્રિકાળ દેવદર્શન કરવા છતાં તેમના અંતરના પરિણામ સુધરતા નથી અને દેવદર્શન નહિ કરનાર કરતાં પણ તેમના જીવન વધારે અશુદ્ધ દેખાય છે, તેનું શું ?

**સમાધાન**—એમાં કારણ તેમની શુદ્ધ ક્રિયા નથી પણ અજ્ઞાનતા અને લોભ વિગેરે છે. માયાથી, લોભથી અને અજ્ઞાનથી કરેલી શુદ્ધ ક્રિયા પણ શુભ ભાવનું કારણ બનતી નથી. એટલા માટે શાસ્ત્રકારોએ સર્વ ધર્મ ક્રિયા નિર્દંભપણે, નિરાશંસભાવે તથા એક મુક્તિની જ કામનાપૂર્વક કરવાનું ફરમાવ્યું છે પરન્તુ જેઓ ભવાભિનંદિતા, કદાગ્રહ કે અજ્ઞાનતા આદિના કારણે શાસ્ત્રકારોના તે ઉપદેશનો અમલ કરતા નથી, તેઓને દેવદર્શનાદિ કરવા છતાં શુભ ભાવની પ્રાપ્તિ ન થાય,

એમાં આશ્ચર્ય નથી. ધર્મક્રિયાનું સર્વોત્તમ ફલ મેળ-વવા માટે જેટલી આવશ્યકતા ક્રિયાશુદ્ધિની છે, તેટલી જ આવશ્યકતા ભાવશુદ્ધિની પણ છે. કોઈ પણ પ્રકારના લૌકિક ફળની આકાંક્ષા વિના કેવળ કર્મક્ષયના ઈરાદે જેઓ ધર્મક્રિયા કરે છે, તેઓને શુભ ભાવની પ્રાપ્તિ થયા સિવાય રહેતી નથી અને શુભ ભાવથી નિયમા કર્મનો ક્ષય થાય છે અને કર્મક્ષયથી નિયમા સર્વ કલ્યાણની પ્રાપ્તિ થાય છે.

શંકા—આજે તેવા શુદ્ધ ધ્યેયથી ક્રિયા કરનારા કયાં છે?

સમાધાન—નથી એમ કહેવું ખોટું છે. પણ પ્રમાણમાં ઘણા થોડા છે તો પણ સમ્યગ્જ્ઞાનનો પ્રચાર કરી શુદ્ધ ધ્યેયથી ક્રિયા કરનારાઓની સંખ્યા વધારી શકાય છે. જેમ જેમ નિર્મળ ભાવથી દેવદર્શનાદિ ધર્મક્રિયા કર-નારાઓની સંખ્યા વધતી જશે, તેમ તેમ દેવદર્શનાદિ ધર્મક્રિયાઓનો મહિમા દરેકને સ્વાનુભવપ્રતીત થશે. દેવદર્શન-વન્દનાદિ ધર્મક્રિયાઓના પ્રભાવને કલ્પવૃક્ષ, ચિન્તામણિ અને બીજા તેવા ઇચ્છિત ફળને આપનાર પદાર્થોની સાથે પણ સરખાવી શકાય તેમ નથી.

કહ્યું છે કે—

" कल्पद्रुमः परो मन्त्रः, पुण्यं चिन्तामणिश्च यः ।
गीयते स नमस्कारस्तथैवाहुर्बुधपण्डिताः ॥ १ ॥
कल्पद्रुमो महाभागः कल्पनागोचरं फलम् ।
ददाति न च मन्त्रोऽपि, सर्वदुःखविषापह. ॥२॥

न पुण्यमपवर्गाय, न च चिन्तामणिर्यतः ।
तत्कथं ते नमस्कार, एभिस्तुल्योऽभिधीयते ॥३॥

હે ભગવન્! જેઓ આપના નમસ્કારને શ્રેષ્ઠ કલ્પવૃક્ષ, મંત્ર, પુણ્ય કે ચિન્તામણિની સાથે સરખાવે છે, તેઓ પંડિત નહિ પણ મૂર્ખ છે. (૧)

અચિન્ત્ય શક્તિવાળો કલ્પવૃક્ષ પણ કલ્પનાગોચર-મનમાં કલ્પેલા ફલને જ આપે છે. મન્ત્ર પણ સર્વ દુઃખરૂપી વિષને હણનારો થતો નથી. (૨)

પુણ્ય કે ચિન્તામણિ પણ અપવર્ગને આપનાર થતા નથી, જ્યારે આપને કરેલો નમસ્કાર કલ્પનાતીત ફલને આપનારો થાય છે, સર્વ દુઃખરૂપી વિષને હણનારો થાય તથા અનન્ત સુખના ધામ રૂપ અપવર્ગને દેનારો થાય છે. પછી એ પદાર્થોની સાથે તેને કેમ સરખાવી શકાય? (૩)

શંકા—દેવદર્શનાદિથી શાસ્ત્રો કહે છે તેવું ફળ મળતું હોય તો બધાને તે કેમ મળતું નથી?

સમાધાન—દેવદર્શનાદિથી શાસ્ત્રો કહે છે તેવું ફળ મળે છે, એ નિર્વિવાદ છે. પરંતુ દરેક ક્રિયા તેની વિધિ-પૂર્વક કરવામાં આવે તો જ યથાર્થ ફલને આપે છે. અવિધિથી, અપૂર્ણવિધિથી કે વિપરીત વિધિથી કરવામાં આવે તો ફળ ન આપે અથવા અપૂર્ણ કે વિપરીત ફલને પણ આપે. લોકમાં ખેતીક્રિયાદિ સઘળી ક્રિયાઓ

વિધિયુક્ત કરવામાં આવે તો જ ફલદાયી થાય છે. એથી વિપરીતપણે કરવામાં આવે તો ફળતી નથી, એ સર્વજન પ્રતીત છે.

શંકા—દેવદર્શનાદિ કરવાની શાસ્ત્રોક્ત વિધિ આજે શું સુલભ છે?

સમાધાન—અર્થી આત્મા માટે અવશ્ય સુલભ છે. દેવદર્શન, દેવવંદન, દેવપૂજન ઇત્યાદિ કરવાની શાસ્ત્રોક્ત-વિધિ પ્રાસંગિક આ પુસ્તકમાં તથા વિસ્તારથી દેવવંદન ભાષ્ય વિગેરેમાં આપવામાં આવી છે. શાસ્ત્રોમાં એ સંબંધી ઘણો વિસ્તાર કરવામાં આવ્યો છે. પરંતુ તેને સમજવા અને અમલમાં મૂકવા માટે જેટલો પ્રયાસ થવો જોઈએ, તેનો શતાંશ પણ થતો નથી. જો ગુરુ-ગમ દ્વારા અગર આવા પુસ્તકાદિનાં સાધન દ્વારા તેને યથાર્થ સમજવા અને અમલમાં મૂકવા યોગ્ય પ્રયાસ કરવામાં આવે તો ક્રિયા અને ભાવની શુદ્ધિ થયા વિના રહે નહિ એ ઉભયની શુદ્ધિ થાય તો ફલનો સાક્ષાત્કાર થયા વિના પણ રહે નહિ.

શંકા—દેવદર્શનની શાસ્ત્રોક્તવિધિ શું આજે પળાય છે?

સમાધાન—દેવદર્શનની શાસ્ત્રોક્તવિધિ આજે સર્વથા નથી પળાતી એમ નથી, પરંતુ તેમાં ઘણા સુધારાની આવશ્યકતા છે. જો કે શાસ્ત્રકારોએ એવો આગ્રહ રાખ્યો નથી કે દરેક ભૂમિકાવાળા જીવો શાસ્ત્રોક્તવિધિ મુજબ

પરિપૂર્ણ વર્તન કરી શકે. અથવા શાસ્ત્રોક્તવિધિ મુજબ સંપૂર્ણ વર્તન કરી શકે તેઓ જ દેવદર્શનાદિ કરવાના અધિકારી છે. શાસ્ત્રકારોએ તો માત્ર એ વાત ઉપર ખાસ ભાર મૂક્યો છે કે જેઓ વિધિપૂર્વક અનુષ્ઠાન નથી કરી શકતા, તેઓએ પણ પ્રયત્ન તો વિધિપૂર્વક અનુષ્ઠાન કરવાનો કરવો જોઇએ કિન્તુ પોતાના અવિધિવાળા અનુષ્ઠાનને જ વિધિયુક્ત અનુષ્ઠાન માનવા કે મનાવવાનો આગ્રહ સેવવો જોઇએ નહિ.

શંકા—તમે કહો છો તેવી રીતે વર્તનારા આજે કેટલા છે?

સમાધાન—કેટલા છે અને કેટલા નથી. એની ચર્ચા કરવા કરતાં 'આપણે કેવા થવું જોઇએ?' એની ચર્ચા, એ જ અત્યંત લાભદાયક છે. જેઓના હૈયામાં વિધિનો રાગ અને અવિધિનો પશ્ચાત્તાપ બેઠો છે, તેઓની અવિધિવાળી ક્રિયા પણ શાસ્ત્રે નિન્દી નથી, કિન્તુ પ્રશંસી છે. અવિધિએ કરવા કરતાં ન કરવું, એ સૂત્રવિરુદ્ધ વચન છે. જ્યારે વિધિથી કરવા માટે અવિધિ થઈ જાય, તો પણ અનુષ્ઠાનને ન છોડવું, એ સૂત્રાનુસારી કથન છે.

શંકા—અવિધિવાળાં અનુષ્ઠાન નભાવી લેવાની વૃત્તિથી જ દિનપ્રતિદિન વિધિમાર્ગનો લોપ થતો જાય છે, એમ નથી લાગતું?

સમાધાન—એવો એકાન્ત શાસ્ત્રકારોને માન્ય નથી. આદિ ધાર્મિકની અશુદ્ધ પ્રવૃત્તિ પણ શુદ્ધ પ્રવૃત્તિનો હેતુ

છે. તેથી નૈગમ નયના મતે આદિધાર્મિકની અસત્પ્રવૃત્તિ પણ સત્પ્રવૃત્તિ જ ગણાય છે. કારણ કે તે અસત્પ્રવૃત્તિની બાધક નહિ પણ સાધક જ હોય છે કારણ એટલું જ છે કે તેનું હૃદય તત્ત્વનું વિરોધક નહિ હોવું જોઈએ. કિન્તુ અવિરોધક હોવું જોઈએ.

શંકા—તત્ત્વનું અવિરોધક હૃદય કોને કહેવાય?

સમાધાન-શાસ્ત્રોમાં એવા હૃદયવાળાને અપુનર્બન્ધક આદિ ગુણોથી સંબોધ્યા છે અપુનર્બન્ધક આત્મા તેને કહેવાય છે કે જે અતિતીવ્રભાવે પાપને કરતો નથી, એને ભવનો રાગ-બહુમાન હોતું નથી અને જે સર્વત્ર ઉચિત પ્રવૃત્તિને આચરનારો હોય છે એવા માર્ગાનુસારી આત્માની અનાભોગવાળી અને અવિધિવાળી ધર્મક્રિયા પણ 'સદન્ધનાય'થી[1] માર્ગમાં લઈ જનારી છે અપુનર્બન્ધક આત્માની પ્રવૃત્તિનું વર્ણન કરતાં શાસ્ત્રકાર મહર્ષિઓએ ફરમાવ્યું છે કે—

"તે અકલ્યાણમિત્રના યોગનો ત્યાગ કરનારો હોય છે. કલ્યાણમિત્રના સંપર્કને સાધનારો હોય છે માતાપિતાદિ ગુરુજનનું સન્માન કરનારો હોય છે. તેમની આજ્ઞાને પરતંત્ર રહેનારો હોય છે દાનાદિ કાર્યોમાં યથાશક્તિ પ્રવૃત્તિ કરનારો હોય છે. વિધિપૂર્વક ધર્મશાસ્ત્રને સાંભળનારો હોય છે. મહાપ્રયત્નપૂર્વક તેનો વિચાર કરનારો હોય છે. શક્તિનો

---

[1]-પ્રજ્ઞાવાન દેખતાની પાછળ આંધળાએ ચાલવું, તે 'સદન્ધન્યાય' કહેવાય છે

શંકા—અપુનર્બન્ધક આત્માઓ પણ એક સરખા ફળના ભોક્તા થાય છે કે વધતા ઓછા ?

**સમાધાન**—ફળની પ્રાપ્તિનો આધાર ભાવનાની તીવ્રતા ઉપર છે.

કહ્યું છે કે—

" तीव्रसंवेगानामासन्नः मृदुमध्याधिमात्रत्वात्, ततोऽपि विशेषः।"

તીવ્ર સંવેગવાળા આત્માઓને સમાધિની પ્રાપ્તિ આસન્ન -શીઘ્ર થાય છે. તીવ્રસંવેગના પણ અનેક પ્રકાર પડી જાય છે. જઘન્ય તીવ્રસંવેગ, મધ્યમ તીવ્રસંવેગ અને ઉત્કૃષ્ટ તીવ્રસંવેગ. એનાથી ફલની પ્રાપ્તિમાં પણ વિશેષતા પ્રાપ્ત થાય છે, અર્થાત્ શીઘ્ર, શીઘ્રતર અને શીઘ્રતમ ફલની પ્રાપ્તિ થાય છે.

શંકા—તીવ્ર સંવેગ કોને કહેવાય ?

**સમાધાન**—ભવ પ્રત્યે અત્યંત વિરાગનું નામ તીવ્ર સંવેગ છે. જેને ભવ પ્રત્યે નિર્વેદ નથી, તે મોક્ષ માટે પ્રયત્ન કરતો નથી. ભવ પ્રત્યે રાગ હોવાથી તેનો પ્રયત્ન અપ્રયત્ન-નિર્જીવ ક્રિયા તુલ્ય હોય છે. એ કારણે દેવદર્શનાદિ ધર્માનુષ્ઠાનનું શીઘ્રફળ મેળવવા માટે ભવનિર્વેદની પરમ આવશ્યકતા છે.

શંકા—ભવનિર્વેદ વિના પણ દેવદર્શનાદિ ક્રિયા થાય છે, તેનું શું ?

સમાધાન—ભવનિર્વેદ વિના થતી દેવદર્શનાદિ ક્રિયા, એ જ અશુદ્ધિનું મૂળ છે ક્રિયામાં શુદ્ધિ લાવતાં અટકાવનાર પણ તે જ છે. ભવનિર્વેદ વિનાના આત્માઓની ધર્મક્રિયા મોટે ભાગે વિષ, ગરલ કે સંમૂર્ચ્છિમ ક્રિયા હોય છે. કારણ કે તે ક્રિયા કરનારાઓ ભવરાગથી બંધાયેલા હોય છે. એટલે ક્રિયા કરતી વખતે તેમનો સંકલ્પ આલોક કે પરલોકના પૌદ્ગલિક સુખોની કામના આદિ માટે હોય છે. અશુદ્ધ સંકલ્પથી થતી શુદ્ધ ક્રિયા પણ અશુદ્ધ બની જાય છે. કારણ કે કર્મબન્ધ આશયાનુરૂપ માનેલો છે જેનો આશય અશુદ્ધ છે તેની શુદ્ધ ક્રિયા પણ અશુદ્ધ માનેલી છે અને જેનો આશય શુદ્ધ છે તેની ક્વચિત્[1] અશુદ્ધ ક્રિયા પણ શુદ્ધ માનેલી છે.

શંકા—અશુદ્ધ આશયવાળાની શુદ્ધ ક્રિયા પણ નિષ્ફળ છે, તો આજે ઉપદેશમાં ક્રિયા કરવા માટે જેટલો ભાર દેવામાં આવે છે, તેટલો ભાર આશયની શુદ્ધિ ઉપર કેમ દેવાતો નથી?

સમાધાન—શ્રી જિનમતના જ્ઞાતા સમર્થ ઉપદેશકો શ્રોતાની યોગ્યતા અનુસાર જેમ ક્રિયા કરવા માટે ભારપૂર્વક કહે છે, તેમ આશયશુદ્ધિ ઉપર પણ તેટલો જ ભાર

---

૧ શુદ્ધ આશયવાળાની ક્રિયા અશુદ્ધ હોતી નથી પરંતુ ક્વચિત્ સહસાત્કાર અને અનાભોગ આદિ કારણોએ અશુદ્ધ ક્રિયા થઈ જાય, તો પણ તેથી અશુભ બન્ધ થતો નથી પણ શુભ બન્ધ જ થાય છે.

તથા દેવદર્શનમાં જ્ઞાનાધ્યયન અને સામાયિક માનેલાં છે. એકને સ્વીકારીને બીજાનો નિષેધ કરનારો એકને પણ શુદ્ધ રીતિએ સ્વીકારી શકતો નથી. એકલા જ્ઞાનાધ્યયન કે એકલા સામાયિકને પકડી દેવદર્શનને છોડી દેનારાઓ સમ્યગ્જ્ઞાની કે યથાર્થ ચારિત્રી બની શકતા નથી. જ્ઞાન જેમ અજ્ઞાનથી થનારા આશ્રવને રોકનાર છે અને ચારિત્ર જેમ અવિરતિથી થતા આશ્રવને અટકાવે છે, તેમ દેવભક્તિ પણ મિથ્યાત્વથી આવતા ઘોર આશ્રવને અટકાવનારી છે. શ્રી જિનમતમાં અજ્ઞાન અને અવિરતિથી જેમ કર્મનો આશ્રવ અને બંધ માનેલો છે, તેમ મિથ્યાત્વથી પણ કર્મનો આશ્રવ અને બંધ માનેલો છે. મિથ્યાત્વના આશ્રવને અટકાવવાનું અને બંધને બંધ કરવાનું કાર્ય એકલા જ્ઞાન કે ચારિત્રથી થતું નથી. કિન્તુ તે માટે દેવભક્તિની પણ પરમ આવશ્યકતા છે. 'દેવદર્શન' એ દેવભક્તિનું પરમ પ્રધાન અંગ છે. એ વિના દેવને નમન-વંદન-અર્ચન-પૂજન-ધ્યાનાદિ કાંઈ પણ થઈ શકતું નથી. એ કારણે દીર્ઘદર્શી જ્ઞાની મહર્ષિઓએ આબાલવૃદ્ધ સર્વને ઉપકારક દેવદર્શનની પવિત્ર ક્રિયા નિરન્તર કરવા માટે અત્યંત ભારપૂર્વક ઉપદેશ આપ્યો છે. જેનાથી બીજું કાંઈપણ ન બની શકતું હોય, તે પણ શ્રદ્ધાપૂર્વક નિરન્તર દેવદર્શનની ક્રિયામાં રક્ત રહે અને તેને ન છોડે તો તેનો ઉદ્ધાર પણ કાલક્રમે શક્ય છે. મિથ્યાત્વરૂપી જલથી અને કુગ્રાહ-દુરાગ્રહરૂપી જલજંતુઓથી ભરેલા

આ ભવસાગરને તરી જવા માટે તે પણ એક ફલક-પાટીયું છે. અપૂજ્યની પૂજા અને પૂજ્યની અપૂજા કરીને જીવે આ સંસારમાં જે કર્મસંચય કર્યો છે, તેનું પ્રક્ષાલન કરવાને માટે 'દેવદર્શન' અને 'દેવપૂજન' સમાન બીજું કોઈ જલ નથી. મિથ્યાત્વ એ પરમ રોગ છે, પરમ અંધકાર છે, પરમ શત્રુ છે અને પરમ વિષ છે. દેવદર્શન અને દેવપૂજા એ મિથ્યાત્વરોગનો પ્રતિકાર કરવા માટે પરમ ઔષધ છે. મિથ્યાત્વ અંધકારનું નિવારણ કરવા માટે પરમ દીપક છે. મિથ્યાત્વશત્રુનો ઉચ્છેદ કરવા માટે પરમ શસ્ત્ર છે અને મિથ્યાત્વવિષનો નાશ કરવા માટે પરમ અમૃત છે. મિથ્યાત્વ રોગથી મુક્ત થવા માટે, મિથ્યાત્વ અંધકારને ટાળવા માટે, મિથ્યાત્વ શત્રુનો ઉચ્છેદ કરવા માટે અને મિથ્યાત્વ વિષનો નાશ કરવા માટે દેવદર્શનરૂપી ઔષધ, દીપક, શસ્ત્ર અને અમૃતનો ઉપયોગ કર્યા સિવાય આજ સુધી કોઈને ચાલ્યું નથી, વર્તમાનમાં ચાલતું નથી અને ભવિષ્યમાં ચાલવાનું નથી, એ સત્યને સૌ કોઈએ સત્વર સમજી લેવું જોઈએ અને આત્મોદ્ધાર માટે દેવ-દર્શનાદિ ધર્મક્રિયામાં અધિકાધિક રક્ત બનવું જોઈએ.



# શ્રી અરિહંતદેવની પૂજા સંબંધી
## શંકા-સમાધાન.

**પ્રશ્ન**—શ્રી જિનપૂજામાં જલ-વનસ્પતિ આદિ ષડ્જીવનિકાયનો વધ થાય છે, માટે પૂજા કરવા યોગ્ય નથી.

**સમાધાન**—શ્રી જિનપૂજામાં જલ અને વનસ્પતિ આદિના જીવોનો વધ પણ ગૃહસ્થોને કૂવાના દૃષ્ટાંતથી ગુણકારક માન્યો છે, જેમ કૂવો ખોદવામાં ખોદવાના શ્રમ કરતાં જલની પ્રાપ્તિથી થનારું સુખ અધિક છે, તેમ ગૃહસ્થોને શ્રી જિનપૂજામાં શુભ અધ્યવસાય હોવાથી લાભ અધિક છે, એટલું જ નહિ પણ શ્રી જિનપૂજાની પ્રવૃત્તિથી અન્યત્ર સંસારના પ્રયોજનમાં થતા કૃષિ આદિકના અધિક આરંભથી નિવૃત્ત થવાય છે, એમ ઉભય રીતે શ્રી જિનપૂજા ગુણકારક છે.

**પ્રશ્ન**—શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવાથી તેમને કાંઇ લાભ થતો નથી, માટે તેમની પૂજામાં દ્રવ્યવ્યયાદિ કરવો, તે નિષ્પ્રયોજન છે.

સમાધાન—શ્રી જિનપૂજાથી શ્રી જિનેશ્વરદેવોને ઉપકાર થતો નથી. તો પણ પૂજા કરનારને મન્ત્રાદિના દષ્ટાંતથી ઉપકાર અવશ્ય થાય છે. જેમ મંત્રનું સ્મરણ કરવાથી મન્ત્રને, અગ્નિનું આસેવન કરવાથી અગ્નિને કે વિદ્યાનો અભ્યાસ કરવાથી વિદ્યાને કોઈ ઉપકાર થતો નથી, તો પણ સ્મરણ, સેવન અને અભ્યાસ કરનારને વિષ ઉતરવા રૂપ, શીત દૂર થવા રૂપ અને વિદ્યા સિદ્ધ થવા રૂપ ઉપકાર અવશ્ય થાય છે. તેમ શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવાથી તેમને કોઇપણ પ્રકારનો ઉપકાર થતો નથી તો પણ પૂજકને શુભ અધ્યવસાયથી અશુભ કર્મની નિર્જરા તથા વિશિષ્ટ પુણ્યના બંધનો લાભ અવશ્ય થાય છે.

પ્રશ્ન—ભગવાન કૃતકૃત્ય છે. તેમના કોઇપણ પ્રયોજનો બાકી રહ્યાં નથી, તેથી તેમની પૂજા નિરર્થક છે.

સમાધાન—ભગવાન સર્વથા કૃતકૃત્ય છે, માટે જ તેઓ પૂજાને યોગ્ય છે. જેઓ કૃતકૃત્ય થયા છે, જેમનાં સર્વ પ્રયોજનો સિદ્ધ થઈ ચૂકયા છે, તેઓ જ ઉત્કૃષ્ટ ગુણવાન ગણાય છે. એવા ઉત્કૃષ્ટ ગુણવાનની પૂજા કરવી એ સર્વથા યોગ્ય છે.

પ્રશ્ન—શ્રી જિનપૂજા કરવા કરતાં તેમની આજ્ઞાનું પાલન કરવું એ જ શ્રેષ્ઠ છે, કહ્યું છે કે—

'वीतराग ! सपर्यायास्तवाज्ञापालनं परम् ।'

'હે વીતરાગ ! તારી પૂજા કરતાં પણ તારી આજ્ઞાનું પાલન શ્રેષ્ઠ છે.' તો પછી જેઓ સત્ય બોલે છે, નીતિથી ચાલે છે, તપ કરે છે અને બીજા પણ શ્રી જિનેશ્વરદેવોએ કહેલાં સામાયિકાદિ નિરવદ્ય અનુષ્ઠાનો આચરે છે, તેઓને શ્રી જિનપૂજા કરવાની શું જરૂર છે ?

**સમાધાન**—શ્રી જિનપૂજા કરવી, એ પણ શ્રી જિનેશ્વરદેવોની [1]આજ્ઞાનું પાલન જ છે. પૂજા કરતાં આજ્ઞાપાલન

---

૧-કહ્યું છે કે—

'उचितद्रव्यस्तवस्याऽपि आज्ञापालनरूपत्वात् भावस्तवाङ्गतया विधानादिति ।'

ધર્મબિન્દુ અધ્યાય ૬-સૂત્ર ૪૬-૪૭.

ઉચિત દ્રવ્યસ્તવ-શ્રી જિનેશ્વરદેવોની દ્રવ્યપૂજા પણ શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાના પાલનરૂપ છે. કારણ કે- દ્રવ્યસ્તવનું વિધાન ભાવસ્તવ-શુદ્ધયતિધર્મના કારણરૂપ છે.

વિષયપિપાસાદિ કારણો વડે સાધુધર્મ રૂપી મન્દિરના શિખર પર આરોહણ કરવાને અસમર્થ છતાં ધર્મને કરવાની ઇચ્છાવાળા પ્રાણીને માટે બીજા મોટા સાવદ્યથી નિવૃત્ત થવાનો બીજો કોઇપણ ઉપાય દેખાતો નથી ત્યારે શ્રી જિનેશ્વરદેવો તેને માટે સદારંભરૂપ શ્રી જિનપૂજાદિ દ્રવ્યસ્તવનો ઉપદેશ આપે છે. કહ્યું છે કે—

"काले सुइभूएणं विसिट्ठपुप्फाइएहिं विहिणा उ ।
सारथुइथोत्तगरुई जिणपूआ होइ कायव्वा ॥ १ ॥"

યોગ્ય કાલે, પવિત્ર બનીને, વિશિષ્ટ પુષ્પાદિ સામગ્રી વડે શ્રેષ્ઠ

એઠ છે એ કથન જેઓ પૂજા કરે છે અને સત્ય બોલવું વિગેરે બીજી આજ્ઞાઓને પાળતા નથી, તેઓ માટે છે. પરંતુ જેઓ સત્ય બોલવું વિગેરે બીજી આજ્ઞાઓને પાળે છે અને શ્રી જિનપૂજા કરવાની આજ્ઞાને પાળતા નથી, તેઓની સઘળી પણ ધર્મક્રિયાઓને શાસ્ત્રકારોએ નિષ્ફળ કહી છે. કહ્યું છે કે—

"લાંબા કાળ સુધી તપ તપ્યો, ચારિત્ર પાળ્યું અને ઘણું પણ શ્રુત ભણ્યો છતાં જેને શ્રી જિનપૂજાનો મનોરથ થયો નથી, તેનું સઘળું નિષ્ફળ ગયું સમજવું. શ્રી જિનપૂજાના મનોરથ વિનાનો તપ એ લંઘન છે, ચારિત્ર એ કાયકષ્ટ છે અને શ્રુત એ મિથ્યા છે. શ્રી જિનપૂજા એ મિથ્યાત્વરોગનું ઔષધ છે. એ ઔષધનું જેઓ ભાવથી સેવન કરતા નથી, તેઓનો મિથ્યાત્વરૂપી રોગ નાશ પામતો નથી. મિથ્યાત્વ-યુક્ત ધર્માનુષ્ઠાનને શાસ્ત્રકારોએ અંક વિનાના મીંડા તુલ્ય ગણેલું છે.

---

સ્તુતિ અને સ્તોત્રાદિ વડે પ્રધાન એવી શ્રી જિનપૂજા વિધિપૂર્વક (નિરન્તર) કરવી જોઈએ. ૧

દ્રવ્યસ્તવનું ફળ દર્શાવતાં કહ્યું છે કે–

" जिनभवनं जिनबिम्बं जिनपूजा जिनमतं च यः कुर्यात् ।
तस्य नरामरशिवसुखफलानि करपल्लवस्थानि ॥ २ ॥

શ્રી જિનભવન, શ્રી જિનબિમ્બ, શ્રી જિનપૂજા અને શ્રી જિન-મતને જે કરે છે, તેને નરસુખો, સુરસુખો અને શિવસુખો રૂપી ફળો કરપલ્લવમાં–હથેલીમાં આવી મળે છે. ૨

એ રીતે શ્રી જિનપૂજાદિ દ્રવ્યસ્તવ પણ ભગવાનની આજ્ઞા–ઉપદેશના પાલન રૂપ જ છે.

પ્રત્યેનું બહુમાન છે. આ બહુમાનનો પરિણામ કામધેનુ કામકુંભ અને ચિંતામણિ રત્ન કરતાં પણ અધિક પ્રભાવયુક્ત છે.

જીવનમાં ભક્તિરસનો આસ્વાદ લઈને તૃપ્ત થયેલા અનુભવસિદ્ધ મહાપુરુષોએ શાસ્ત્રોમાં ફરમાવ્યું છે કે પરમાત્મા પ્રત્યેની ભક્તિના પરિણામથી સમકિતની નિર્મળતા થાય છે, જ્ઞાનપ્રકાશ વધે છે અને ચારિત્રની સ્થિરતા થાય છે.

વળી તે જ મહાપુરુષો સ્પષ્ટ રીતે ફરમાવે છે કે ઉત્તમ કાવ્યો દ્વારા પરમાત્માના ગુણોને વાણીમાં ઉતારવાથી, પોતાના ચિત્તને પરમાત્માના ગુણોમાં પરોવી શકાય છે અને પરમાત્માના ગુણોમાં ચિત્તની તન્મયતા થવાથી અનેક ભવસંચિત પાપપુંજો ક્ષણવારમાં નષ્ટ થઈ જાય છે. હૃદયમાં પરમાત્માના ગુણોની સ્થિરતા થવાથી કર્મના દૃઢ બંધનો પણ શિથિલ થઈ જાય છે. પરમાત્માના ગુણોનું ધ્યાન, ચિંતન અને વારંવાર સ્મરણ થવાથી દુરુચ્છેદ અને દીર્ઘ એવા સંસારનો પણ શીઘ્ર ઉચ્છેદ થઈ જાય છે.

ભક્તિરસપ્રધાન કાવ્યોનું નિત્ય નિયમિત રટણ કરનાર ભવ્ય આત્માને પોતે સમજી શકે તેવી અનેક પ્રકારની અનુભૂતિ પણ થવા લાગે છે. જેમ કે જાણે પરમાત્માની સાથે પોતાની એકાગ્રતા વધતી જતી હોય, જાણે દિન-પ્રતિદિન પોતામાં પાપવૃત્તિ ઘટતી જતી હોય, જાણે હૃદયમાં પવિત્રતાનો વધારો થતો હોય, જાણે બુદ્ધિ સૂક્ષ્મ અને નિર્મળ બનતી હોય અને જાણે અંતઃકરણમાં ધર્મનું વાવેતર થઈ રહ્યું હોય, એવો અનુભવ થવા લાગે છે. સંક્ષે-

ાં એ કહેવું હોય, તો પ્રભુભક્તિથી શુભ ભાવની દિન-તેદિન વૃદ્ધિ થાય છે. વળી એ શુભ ભાવની વૃદ્ધિ ક્રમ- ઉપર-ઉપરના ગુણસ્થાનોને પ્રાપ્ત કરાવી, અંતે આત્માને કાસની પરાકાષ્ઠાએ પહોંચાડી અને જીવને સર્વ કર્મથી ક્ત બનાવી મોક્ષનું અનંત સુખ પ્રાપ્ત કરાવવા માટે મર્થ બને છે.

આ રીતે પ્રભુભક્તિ એ સર્વ કલ્યાણનું અમોઘ બીજ સર્વ કર્મના ક્ષયરૂપ તથા અનંત સુખના ભંડારસ્વરૂપ ક્ષપ્રાપ્તિ માટે શક્ય પુરુષાર્થ કર્યા કરવો, એ જ આ ભ મનુષ્યજન્મમાં કરવા લાયક ઉત્તમોત્તમ કલ્યાણ ધના છે.

ગુણવાનોના ગુણોનું ઉત્કીર્તન કરવું, એ પ્રાપ્ત થયેલ ચાનું સાચું ફલ છે અને એ જ દૃષ્ટિએ પ્રભુગુણરસિક ા મહાપુરુષોએ પરમાત્મગુણો પ્રત્યે પોતાની શ્રદ્ધા અને ક્ત વ્યક્ત કરવા માટે ભક્તિરસથી ભરપૂર અનેક ભાવ-ી કાવ્યોની રચના કરી છે. સામાન્ય રીતે ગદ્યરચના ાં પદ્ય (કાવ્યમય) રચનામાં કંઠસ્થ રાખવાનું વધારે ળ પડે છે. કાવ્યો કંઠસ્થ થયા પછી, તેને અનુકૂળતા બ ગમે તે સમયે સ્વતંત્ર રીતે પુનઃ પુનઃ રટણ અને ુપ્રેક્ષા કરવા દ્વારા તેના સંસ્કારો હૃદયમાં ઊંડે સુધી ારી શકાય છે, કે જે સંસ્કારો જન્માંતરમાં પણ ભક્તિ-ની જાગૃતિમાં નિમિત્ત બની જીવને સહેલાઇથી કલ્યાણ-ધનામાં આગળ વધારે છે.

એવો એક સામાન્ય નિયમ છે કે માણસ જેવું ચાહે છે, તેવું જ ધીમે ધીમે તેનું ઘડતર થતું જાય છે. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને બીજા પણ સદ્‌ગુણપોષક કાવ્યોનું જો નિયમિત રીતે વારંવાર રટણ કરવામાં આવે, તેને મનનપૂર્વક ભાવિત કરવામાં આવે, તો અંતરાત્મામાં છૂપાએલ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યાદિના સંસ્કારોને પ્રગટ કરવાની સુંદર તક મળે છે મનુષ્યનું મન એ અનેક પ્રકારના સંકલ્પોનું એક મોટામાં મોટું સંગ્રહસ્થાન છે. તેમાં શુભ ભાવો પણ છે અને અશુભ ભાવો પણ છે. દયા, દાન, પ્રેમ, કૃતજ્ઞતા, પરોપકાર, ભક્તિ, શ્રદ્ધા. મૈત્રી આદિ ભાવો-એ શુભ ભાવો ગણાય છે અને ક્રોધ, દ્રોહ, ઈર્ષ્યા, અસૂયા, અશ્રદ્ધા, કૃતઘ્નતા અને કેવળ સ્વાર્થપરાયણતાદિ અશુભ ભાવો ગણાય છે.

આ શુભાશુભ ભાવો નિમિત્ત પામીને પ્રગટ થાય છે ઉત્તમ સંસ્કારપોષક શુભ ભાવોને પ્રગટ થવાની જો વારંવાર તક આપવામાં આવે તો સહજ ભાવે મન પોતે જ સુસંસ્કારોના રંગથી રંગાઈ જાય છે. પછી તો વારંવારના અભ્યાસના બળથી તે સ્વભાવ જ બની જાય છે. આ રીતે પ્રયત્ન દ્વારા અનેક મહાપુરુષોએ પોતાના મનને પવિત્ર બનાવી તેની પાસેથી મહાન લાભ ઉઠાવ્યો છે. બંધ અને મોક્ષ-એ બંને મનને આધીન છે જો મન સુધરે છે, તો વિચારો પણ સુધરે છે અને વિચારોની અસર આચરણ ઉપર પણ પડે છે.

આ રીતે પ્રભુભક્તિમાં કાવ્યો એ ઘણી ઉપયોગી વસ્તુ બને છે. ભક્તિરસથી ભરપૂર ઉત્તમ કાવ્યોનું આલંબન લઈને, પ્રભુગુણમાં અનુરાગી અનેક ભવ્ય આત્માઓ આજે પણ પ્રભુભક્તિમાં તરબોળ થઈ પોતાના આત્માનો વિકાસ સાધી રહ્યા છે, એવું આપણને ઘણે સ્થળે જોવા મળે છે.

આવા પ્રભુભક્તિરસિક ભાવિક જીવો સાજ-સામગ્રીપૂર્વક રાગ-રાગિણીથી ઉત્તમ કાવ્યો દ્વારા જ્યારે ભક્તિરસની જમાવટ કરે છે, ત્યારે તે દૃશ્ય અલૌકિક બની જાય છે. તે સમયે વાતાવરણમાં જાણે રસાધિરાજ શાન્તરસે મૂર્તસ્વરૂપ ધારણ કર્યું હોય, એમ અનુભવાય છે. ભક્ત શ્રોતાઓ ભક્તિરસમાં તરબોળ બની જાય છે. આવા ભક્તિપ્રસંગોમાં અનેક ભવ્ય જીવોના હૃદયમાં ભક્તિના તાર ઝણઝણી ઊઠે છે. આંખોમાંથી હર્ષનાં આંસુ વહેવા માંડે છે, વારંવાર રોમાંચનો અનુભવ કરે છે "અનંતકાળે આજે જ મને પરમાત્મભક્તિની આવી અપૂર્વ તક મળી" "આનાથી વિશેષ કાંઈ આ જગતમાં બીજું કોઈ નથી" એવી જાતના શુભ ધ્યાનનાં મોજાંઓ તેના અંતઃકરણમાં ઉછળવા માંડે છે અને એ રીતે પ્રમોદપૂર્ણ બની પોતાના આત્મામાં ધર્મબીજનું વાવેતર કરનાર બને છે શ્રદ્ધાના જલપૂર્વક; હૃદયના ઉલ્લાસ અને પ્રમોદપૂર્વકની ભક્તિના અનુબંધવાળા બીજનું વાવેતર જ્યારે આત્મામાં થાય છે, ત્યારે તેમાંથી પુષ્ટ થતું કલ્યાણવૃક્ષ કદી પણ નિષ્ફળ જતું નથી, પરંતુ તે અવશ્ય ફળીભૂત થાય છે. પ્રભુભક્તિની આવી ધન્ય પળ ઉત્તમ જીવોને યાવત્ શ્રી તીર્થંકરપદ સુધી પહોંચાડવા પણ સમર્થ બને છે. આ રીતે પ્રભુભક્તિનો પરિણામ પરમકલ્યાણકારી બને છે.

## મનમંદિરમાં પ્રભુજીની પધરામણી માટે પ્રાર્થના.

( કોઇક વિધિ જોતાં થકાં રે–એ દેશી )

શ્રી વર્ધમાન જિનરાજીઆ રે,
રાજનગર શણગાર રે; સુખ દરિઆ!
વાલેસર સુણો વિનતી રે,
તું મુજ પ્રાણ આધાર રે. ગુણ ભરિઆ! 1
તુજ વિણ હું ન રહી શકું રે,
જિમ બાલક વિણ માત રે, સુખ૦
ગાઇ દિન અતિવાહીએ, તાહરા ગુણ અવદાત રે. ગુણ૦ ૨
હવે મુજ મંદિર આવીયે રે,
મ કરો દેવ! વિલંબ રે; સુખ૦
ભાણા ખડખડ દુઃખ ખમે રે,
પૂરો આશયા (અ) લંબ રે. ગુણ૦ ૩

---

શ્રી રાજનગરના શણગારરૂપ! સુખના સમુદ્ર! હે વહાલા સ્વામી! શ્રી વર્ધમાન જિનરાજ! મારી વિનતી સાંભળો. હે ગુણથી ભરેલા પ્રભુ! તમે મારા પ્રાણના આધાર છો. ૧

હે પ્રભુ! જેમ માતા વિના બાળક રહી શકતું નથી. તેમ હું તમારા વિના રહી શકતો નથી, તમારા નિર્મળ ગુણો ગાઇ ગાઇને દિવસો પસાર કરું છું. ૨

હે દેવ! હવે મારા મનમંદિરમાં આપ પધારો. વિલંબ ન કરો. ભોજન ન મળે અને વાસણ ખખડયા કરે એ દુઃખ કોણ ખમી શકે? માટે વગર વિલંબે મારી આશા આપ પૂર્ણ કરો. ૩

મનમંદિર છે માહરું રે,
પ્રભુ! તુજ વસવા લાગ રે; સુખ૦
માયા-કંટક કાઢીયા રે,
કીધો ક્રોધ-રજ ત્યાગ રે. ગુણ૦ ૪
પ્રગટી સુરુચિ-સુવાસના રે,
મૃગમદ મિશ્ર કપૂર રે; સુખ૦
ધૂપઘટી ઇહાં મહમહે રે,
શાસન-શ્રદ્ધા પુર રે. ગુણ૦ ૫
કિરિયા શુદ્ધ બિછાવણા રે,
તકિઆ પંચ આચાર રે; સુખ૦
ચિહું દિશિ દીવા ઝગમગે રે,
જ્ઞાન રતન વિસ્તાર રે. ગુણ૦ ૬

હે પ્રભુ! મારું મનમંદિર (મનરૂપ મંદિર) તમારે રહેવા યોગ્ય કર્યું છે. તેમાંથી માયારૂપી કાંટાઓ કાઢી નાંખ્યા છે-દૂર કર્યા છે, ક્રોધરૂપ રજ (ધૂળ)ને ફેંકી દીધી છે. વાળી-ચોળીને સાફ કરેલ છે. ૪

સુરુચિ સમકિતદૃષ્ટિરૂપ સુવાસના પ્રગટી છે. **સમકિતથી મારા મનમંદિરને સુવાસિત-સુગંધી કરેલ છે.** આપના શાસનની શ્રદ્ધારૂપ કસ્તૂરી અને કપૂરથી યુક્ત ધૂપઘટા અહીં મઘમઘી રહી છે.-સુગંધ ફેલાવી રહેલ છે. ૫

શુદ્ધ ક્રિયારૂપ બીછાના-આસન મારા મનમંદિરમાં પાથર્યાં છે. પાંચ આચારરૂપી તકીયા ગોઠવ્યા છે. જ્ઞાનના વિસ્તારરૂપ રત્નમય દીવાઓ ચારેય દિશામાં ઝગમગી રહ્યા છે,-પ્રકાશી રહ્યા છે. ૬

ભમર સહજ ગુણ કુસુમનો રે,
અમર-મહિત જગનાથ રે; સુખ૦
જો તું મનવાસી થયો રે,
તો હુઆ સનાથ રે. ગુણ૦ ૧૩
શ્રી નયવિજય વિબુધ તણો રે,
અરજ કરે ઇમ શિશ રે; સુખ૦
રમજો મુજ મન-મંદિરે રે,
પ્રભુ ! પ્રેમ ધરી નીશ-દિશ રે. ગુણ૦ ૧૪

---

હવે મારા મનમંદિરને આપ છોડતા નહિ. હે સાહેબ! હે સદ્ગુણી સાહેબ ! આપ મારા સ્નેહને સારી રીતે નિભાવજો. ૧૨

જેમ ભ્રમર સહજ રીતે પુષ્પના સુગંધપણારૂપ ગુણથી પુષ્પમાં નિવાસ કરે છે, તેમ દેવો વડે પૂજાયેલ હે શ્રી જગનાથ-વીર પરમાત્મા ! જો તમે મારા મનમાં નિવાસ કરનારા થયા છો તો હું સનાથ-નાથ સહિત થયો છું. ૧૩

શ્રી નયવિજયજી પંડિતના શિષ્ય શ્રી યશોવિજયજી વાચક વિનંતિ કરે છે કે-હે પ્રભુ ! તમે પ્રેમ ધારણ કરીને -મારી ઉપર પ્રેમ રાખીને મારા મન-મંદિરમાં રાત-દિવસ રમણ કરશો. ૧૪

# મનમંદિરમાં પ્રભુજીની પધરામણીથી પ્રગટેલો આનંદ

( સમકિત દ્વાર ગભારે પેસતાં-એ દેશી )

દુઃખ ટળિયાં મુખ દીઠે મુજ સુખ ઉપન્યાં રે,
ભેટ્યા ભેટ્યા વીર જિણંદ રે;
હવે મુજ મંદિરમાં પ્રભુ આવી વસો રે,
પામું પામું પરમાનંદ રે. દુઃખ૦ ૧

પીઠબંધ ઇહાં કીધો સમકિત વજ્રનો રે,
કાઢ્યો કાઢ્યો કચરો તે ભ્રાંતિ રે;
ઇહાં અતિ ઊંચા સોહે ચારિત્ર ચંદુઆ રે,
રૂડી રૂડી સંવર ભીતિ રે. દુઃખ૦ ૨

---

હે પ્રભુ! આપનું મુખ જોવાથી મારા દુઃખો દૂર થયા છે અને મને સુખો પ્રાપ્ત થયા છે. હે વીર જિનેન્દ્ર! હું આપને ભેટ્યો. હે પ્રભુ! હવે મારા મનરૂપી મંદિરમાં આવીને આપ રહો. જેથી હું પરમ આનંદ પામું. ૧

મેં મારા મનરૂપી મંદિરમાં સમકિતરૂપી વજ્રની પીઠ બાંધી છે. મેં તેમાંથી ભ્રાંતિરૂપી કચરાને દૂર કર્યો છે. તેમાં ચારિત્રરૂપી ચંદરવા ઘણા ઊંચા શોભે છે. તે મનમંદિરમાં સંવરરૂપી ભીંતો ઘણી સારી છે. ૨

જતનાએ સ્નાન કરીજીએજી, કાઢો મેલ મિથ્યાતં;
અંગુછો અંગ શોષવીજી, જાણું હું અવદાત. સુહંકર૦ ૩
ક્ષીરોદકના ધોતીયાજી, ચિંતવો ચિત્ત સંતોષં;
અષ્ટ કર્મ સંવર ભલોજી, આઠપડો મુખકોષ. સુહંકર૦ ૪
ઓરસીયો એકાગ્રતાજી, કેસર ભક્તિ કલ્લોલં;
શ્રદ્ધા ચંદન ચિંતવોજી, ધ્યાન ઘોલ રંગરોલ. સુહંકર૦ ૫
ભાલ વહું આણા ભલીજી, તિલક તણો એહ ભાવં;
જે આભરણ ઉતારીયેજી, તે ઉતારો પરભાવ. સુહંકર૦ ૬

---

યતનાપૂર્વક સ્નાન કરીએ અને મિથ્યાત્વરૂપ મેલને કાઢીએ-દૂર કરીએ. તપ દ્વારા અંગને સુકવી નાંખવું તે અંગુછાથી-ટુવાલથી અંગને લૂંછી નિર્મળ કરવું એમ હું જાણું છું. ૩

ચિત્તમાં સંતોષ રાખવારૂપ ક્ષીરસમુદ્ર જેવા શ્વેત ધોતીયા સમજવા. આઠ કર્મને રોકવારૂપ સુંદર આઠ પડો મુખકોશ સમજવો. ૪

ચિત્તની એકાગ્રતારૂપ ચંદન-કેસર ઘસવાનો ઓરસીયો સમજવો. ભક્તિના તરંગોરૂપી કેસર સમજવું. શ્રદ્ધારૂપી ચંદન વિચારવું અને ધ્યાનરૂપી ઘોળના રંગનો રોલ વિચારવો. ૫

કપાલ પર તિલક કરતાં એમ વિચારવું કે-હું પરમાત્માની આજ્ઞાને કપાળમાં-મસ્તકે ધારણ કરું છું.-વહન કરું છું. આભરણ ઉતારતા ભાવના કરવી કે- હું આત્મામાંથી પરભાવને ઉતારું છું,-તજી દઉં છું. ૬

જે નિર્માલ્ય ઉતારિયેજી, તે તો ચિત્ત ઉપાધિ;
પખાલ કરતાં ચિંતવોજી, નિર્મલ ચિત્ત સમાધ. સુહંકર૦ ૭
અંગલુહણાં બે ધર્મનાજી, આત્મ સ્વભાવ જે અંગ;
જે આભરણ પહેરાવીએજી, તે સ્વભાવ નિજ ચંગ.
સુહંકર૦ ૮
જે નવવાડ વિશુદ્ધતાજી, તે પૂજા નવ અંગ;
પંચાચાર વિશુદ્ધતાજી તેહ ફૂલ પંચરંગ. સુહંકર૦ ૯
દીવો કરતા ચિંતવોજી, જ્ઞાન-દીપક સુપ્રકાશ;
નય ચિંતા ઘૃત પૂરિયુંજી, તત્ત્વ પાત્ર સુવિલાસ. સુહંકર૦ ૧૦

---

નિર્માલ્ય ( પ્રભુજી ઉપર ચઢેલા આગળના દિવસના ફૂલ વગેરે ) ઉતારતાં વિચારવું કે હું મનની બધી ઉપાધિઓને દૂર કરું છું, પ્રક્ષાલ કરતી વખતે નિર્મળ ચિત્તની સમાધિ વિચારવી. ૭

દેશવિરતિધર્મ અને સર્વવિરતિધર્મરૂપ બે અંગલૂંછણાથી આત્મસ્વભાવરૂપ અંગને શુદ્ધ કરીએ પ્રભુજીને જે આભરણ-આભૂષણ પહેરાવીએ, તે પોતાનો મનોહર આત્મભાવ ધારણ કરીએ ૮

જે બ્રહ્મચર્યની નવ વાડનું વિશુદ્ધપણું તે નવ અંગની પૂજા સમજવી. પાંચ આચાર (જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર તપઆચાર અને વીર્યાચાર )ની વિશુદ્ધતા તે પાંચ વર્ણના પુષ્પો સમજવા. ૯

દીપકપૂજા કરતાં વિચારવું કે— જ્ઞાનરૂપ દીપક અત્યંત પ્રકાશવાળો છે, તેમાં નયોની વિચારણારૂપ ઘી પૂરેલું છે, અને નવતત્ત્વોરૂપ અત્યંત મનોહર પાત્ર (કોડીયું) છે. ૧૦

અથવા ભાવ સ્તવન કરે, અનુભવ રમણ રમંત;
ખિમાવિજય જિન નામથી, ઉત્તમ સુખ વિલસંત. શ્રી૦

---

## હે પ્રભુજી ! મનમંદિરમાં પધારો.

આવો આવો મુજ મનમંદિર રે,
સમરાવું સમકિત વાસ, હો મુણિંદ!
પંચાચાર બિછાવણાં,
પચરંગી રચના તાસ હો મુણિંદ. આવો૦ ૧
સિજ્જા મૈત્રી ભાવના,
ગુણમુદિતા તળાઇ ખાસ હો મુણિંદ;

---

કર્મનો અભાવ થવાથી જ્ઞાન અને ચારિત્રથી પૂર્ણપણે પ્રગટ થયો છે. ૪

અથવા આત્માના અનુભવમાં રમણ કરવારૂપ આત્માના સ્વભાવની વિચારણારૂપ ભાવ સ્તવના કરો. ક્ષમા દ્વારા વિજય પ્રાપ્ત કરનાર શ્રી જિનેશ્વરના નામથી જીવ ઉત્તમ સુખનો વિલાસ કરે છે. (શ્રી ક્ષમાવિજયજીના શિષ્ય શ્રી ઉત્તમવિજયજી મહારાજ એમ કહે છે.)

---

હે શ્રી વાસુપૂજ્ય જિનરાજ ! તમે મારા મનમંદિરમાં પધારો. આપના માટે સમકિતરૂપી આવાસને સમરાવું છું, —ચોકૂખો કરૂં છું. પંચરંગી રચનાવાળી પંચાચારરૂપી શેતરંજી પાથરૂં છું. ૧

આ સમકિતરૂપી નિવાસગૃહમાં મૈત્રી ભાવનારૂપી શય્યા

ઉપશમ ઉત્તર-છદ બન્યો,

તિહાં કરુણા કુસુમ સુવાસ હો મુણિંદ. આવો૦ ૨

સ્થિરતા આસન આપશું,

તપ તકિયા નિજ ગુણ ભોગ હો, મુણિંદ;

શુચિતા કેસર છાંટણાં,

અનુભવ તંબોળ સુરંગ હો મુણિંદ. આવો૦ ૩

ખાંતિ ચામર વિંજશે,

વળી મૃદુતા હોળે વાય હો મુણિંદ;

છત્ર ધરે ઋજુતા રાખી,

નિર્લોભ ઓળાંસશે પાય હો મુણિંદ. આવો૦ ૪

---

છે. ગુણીજનોના ગુણ દેખી હર્ષિત થવારૂપ પ્રમોદ ભાવનારૂપી તળાઇ-ગાદી પાથરી છે ઉપશમભાવરૂપી ઓછાડ પાથર્યો છે, અને તેની ઉપર કરુણા ભાવનારૂપ સુગંધી પુષ્પો પાથર્યાં છે-બીછાવ્યાં છે. ૨

આપ પધારો ! આપને સ્થિરતારૂપી આસન આપશુ. તપરૂપી તકીયા ( ઢીંચણીયા ) મુકીશુ. આત્મગુણના ભોગવટારૂપી ભોજન પીરસીશુ શુચિતારૂપ-પવિત્રતારૂપ કેસરના છાંટણાં કરીશુ અને સારા રંગવાળું અનુભવરૂપ તંબોળ-પાનનું બીડું આપશુ ૩

સમકિત બારણે બાંધીએ, તોરણ મૈત્રી ભાવ સો૦
ગુણીજન ગુણ અનુમોદના સરસ સુવાસ બનાય. સો૦ ૨
કરુણા શીતળ જળ ભરે, સંવર ભૂમિ સમાર, સો૦
મધ્યસ્થ ભાવના મંડપે, રચના ભાવના બાર. સો૦ ૩
ચંદોદય ધર્મધ્યાનનો, પંચાચાર ચિત્રામ; સો૦
ઉત્તર ગુણ આરાધના, ઝબકે મોતી દામ. સો૦ ૪
ઓરસીઓ અપ્રમતતા, અનુભવ કેસર ઘોળ; સો૦
ક્ષપકશ્રેણી આરોહણા, પૂજના ભક્તિની છોળ. સો૦ ૫
શુકલ ધ્યાનાનલ ધૂપીએ, ચારિત્ર મોહની ચૂરી; સો૦
પ્રગટે અનંત ચતુષ્ટયી, ખિમાવિજય જિન પૂરી. સો૦ ૬

---

ગુણવંત જનોના ગુણોની અનુમોદનારૂપી સરસ સુગંધીથી યુક્ત મનમંદિરને બનાવો. ૨

કરુણા ભાવનારૂપી શીતળ જળના સમૂહથી સંવરરૂપી ભૂમિને સિંચન કરો. મધ્યસ્થ ભાવનારૂપી મંડપમાં બાર ભાવનારૂપ રચના કરો. ૩

તે મંડપમાં ધર્મધ્યાનરૂપ ચંદરવો બાંધો અને જ્ઞાનાચાર વગેરે પાંચ આચારરૂપ ચિત્રો ચિતરો. ઉત્તર ગુણોની આરાધનારૂપી મોતીઓની માળાઓ લટકાવો. ૪

અપ્રમત્તદશારૂપ ઓરસીયા ઉપર અનુભવરૂપી કેસરને ઘોળો (વાટો) ક્ષપકશ્રેણીએ ચઢવારૂપી પ્રભુજીની ભક્તિની છોળોથી પૂજા કરો. ૫

ચારિત્રમોહનીયના ચૂરેચૂરા કરી શક

## અનુભવ ભવને ભેદ્યા નાથ.

સમકિત દ્વાર ગભારે પેસતાજી,
પાપપડલ ગયા દૂર રે;
મોહન મરૂદેવીનો લાડલોજી,
દીઠો મીઠો આનંદ પૂર રે. સમ૦ ૧

આયુ વરજિત સાતે કરમની જી,
સાગર કોડાકોડી હીણુ રે;
સ્થિતિ પઢમ કરણે કરીજી,
વીર્ય અપૂરવ મોઘર લીધ રે. સમ૦ ૨

---

અગ્નિથી ધૂપ કરો. શ્રી ક્ષમાવિજયજી મહારાજ કહે છે કે-શ્રી જિનેશ્વરદેવને સંપૂર્ણ અનંત ચતુષ્ટયી (અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્ય) પ્રગટ થયેલ છે. ૬

---

સમ્યક્ત્વરૂપી ગભારાના દરવાજે પ્રવેશ કરતાં પાપરૂપી આંખના પડળ દૂર ગયા. મોહ પમાડે એવા મીઠા શ્રી મરૂદેવા માતાના પુત્ર શ્રી ઋષભદેવ ભગવાનને ઘણાં જ આનંદથી પૂર્ણ થઈ મેં જોયા. ૧

આયુષ્યકર્મને છોડી જ્ઞાનાવરણીય આદિ સાત કર્મની સ્થિતિ પ્રથમ યથાપ્રવૃત્તિકરણથી એક કોડાકોડી સાગરોપમથી કાંઇક ઓછી-અંતઃકોડાકોડી સાગરોપમની કરી ...ી, અને પછી અપૂર્વકરણરૂપી મોગર-મુદ્ગર લીધું. ૨

ભુંગળ ભાંગી આઘ કષાયનીજી,
મિથ્યાત્વમોહની સાંકળ સાથ રે;
દ્વાર ઉઘાડ્યા શમ-સંવેગનાજી,
અનુભવભવને બેઠા નાથ રે. સમ૦ ૩

તોરણ બાંધ્યું જીવદયા તણુંજી,
સાથીયો પૂર્યો શ્રદ્ધારૂપ રે;
ધૂપઘટી પ્રભુગુણ અનુમોદનાજી,
ધી-ગુણ મગળ આઠ અનૂપ રે. સમ૦ ૪

સંવર પાણી અંગ પખાલણેજી,
કેસર ચંદન ઉત્તમ ધ્યાન રે;
આતમગુણરુચિ મૃગમદ મહમહેજી,
પંચાચાર કુસમ પ્રધાન રે. સમ૦ ૫

---

તે અપૂર્વકરણરૂપી મુદ્દગર વડે કરીને મિથ્યાત્વ મોહનીયરૂપ સાંકળની સાથે પ્રથમ અનંતાનુબંધી કષાયરૂપી ભોગળને તોડી નાંખી અને નાથ-પરમાત્મા અનુભવરૂપી ભવનમાં બેઠેલા છે, તેમને જોયા ૩

સમકિતરૂપી ગભારાના દ્વાર ઉપર જીવદયારૂપી તોરણ બાંધ્યુ અને શ્રદ્ધારૂપી સ્વસ્તિક કર્યો. પ્રભુના ગુણોની અનુમોદનારૂપી ધૂપની ઘટી ધારણ કરી. અને બુદ્ધિના આઠ ગુણરૂપ આઠ મંગળ અનુપમ આલેખ્યાં. ૪

સંવરરૂપી જળથી પ્રભુજીના અંગે પ્રક્ષાલ કર્યો, ઉત્તમ-ધર્મધ્યાન અને શુક્લધ્યાનરૂપ ચંદન-કેસરથી પ્રભુજીના અંગે પૂજા કરી. આત્મગુણોની રુચિરૂપી કસ્તુરી સુગંધ

# મંદિરનિર્માણ અને મૂર્તિપૂજા.

અનુભવસિદ્ધ જ્ઞાની પુરુષોએ પોતાની કૃતિઓમાં ગાયું છે કે-" **દેહ ગેહ સોહાવીએ, મન દેરાસર ખાસ.** ( પં. શ્રી ખિમાવિજયજી મ૦ કૃત સ્તવનમાંથી. ) " દેહો દેવાલયઃ પ્રોક્તઃ "- એ ઉક્તિ અનુસાર અહીં દેહની અંદર મંદિરની ભાવના કરવામાં આવી છે. મંદિરમાં જેમ સભા-મંડપ, રંગમંડપ અને ગર્ભગૃહ (ગભારો) હોય છે, તેમ મનુષ્યદેહમાં ઔદારિક શરીર, તૈજસ શરીર અને કાર્મણ શરીર રહેલાં છે " જીવો દેવઃ સનાતનઃ " એ વચન અનુસાર કાર્મણ શરીરના ગર્ભગૃહમાં આત્મદેવ બિરાજમાન છે. આપણા આ માનવદેહરૂપી મંદિરમાં જિનદશાનો અનુભવ કરવાનો છે.

જિનદશા એટલે ઇન્દ્રિયોનો પ્રત્યાહાર અને મનની બહિર્મુખતાનો પરિહાર. આ દશા પ્રાપ્ત કરવા માટે પરમાત્માના નામરૂપ મંત્રનો અભ્યાસ ઘણો થવો જોઇએ.

મંત્રજપ વખતે મન, પવન અને અર્થભાવનયુક્ત મંત્ર, એ ત્રણેની એકતા થવી જોઇએ. શ્વાસ લેતાં "નમો" અને શ્વાસ મૂકતાં " અરિહંતાણં " એ રીતે શ્વાસોશ્વાસ સાથે મંત્રનો જાપ થવાથી શ્વાસાનુસંધાન થાય છે. તાત્પર્ય એ કે શ્વાસોશ્વાસ, મન અને અર્થભાવનયુક્ત મંત્ર એ

ત્રણે એક સાથે રહે ત્યારે તેને શ્વાસાનુસંધાન યુક્ત મંત્ર જાપની ક્રિયા કહેવાય છે. શ્વાસોશ્વાસરૂપ પવન, તેની સાથે મન અને મંત્રના અર્થનું જ્ઞાન એ ત્રણે એક થતાં જાપમાં એકાગ્રતા આવે છે અને જાપમાંથી ધ્યાન અને ધ્યાનમાંથી લયદશા પ્રાપ્ત થાય છે. આવી લયદશા જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે અનાહત ધ્વનિનું શ્રવણ થવા લાગે છે

ઔદારિકમાંથી ચિત્તવૃત્તિનો પ્રવાહ તૈજસ સુધી પહોંચતાં આ ધ્વનિ સંભળાવા લાગે છે. પવન અને તૈજસ શરીરના ઘર્ષણથી શ્વાસોશ્વાસનો જે ધ્વનિ ઉત્પન્ન થાય છે, તે અનાહતધ્વનિ અર્થાત્ અનાહતનાદ છે.

પ્રાણ, વાણી અને રસવડે જેમ જેમ જાપમાં આગળ વધાય છે અને ચિત્તવૃત્તિ જેમ જેમ વધુ અંતર્લક્ષવાળી તથા વધુ એકાગ્ર બને છે, ત્યારે પ્રથમ તમરાના અવાજ જેવો, પછી ઘંટના અવાજ જેવો, પછી શંખના અવાજ જેવો, પછી દિવ્ય મધુર વાજીંત્રના અવાજ જેવો એમ ભિન્ન ભિન્ન અવાજ સંભળાય છે.

પ્રાણનો સંબંધ શ્વાસોશ્વાસની સાથે છે, વાણીનો સંબંધ મંત્રની સાથે છે અને રસનો સંબંધ મનની સાથે છે. પ્રથમ ભૂમિકા પ્રાણની છે, બીજી ભૂમિકા વાણીની છે અને ત્રીજી ભૂમિકા મન (રસ) ની છે. મન જેમ જેમ અંતર્મુખતામાં પ્રવેશતું જાય છે અને જેમ જેમ શાન્ત પડતું જાય છે, તેમ તેમ (शान्ते मनसि ज्योतिः प्रकाशते शान्तमात्मनः

આહારત્યાગરૂપી ઉપવાસની સાથે જેમાં મૌન, ધ્યાન અને એક સ્થાને સ્થિર થવાની ક્રિયા થાય છે, તે કાયોત્સર્ગનો અભ્યાસ પાડવામાં આવે તો તપનો હેતુ જે કર્મક્ષય છે, તે અવશ્ય સિદ્ધ થાય છે. કાયોત્સર્ગમાં કર્મને આવવાના દ્વાર મન, વચન અને કાયા, તેનો નિરોધ થાય છે અને કર્મક્ષયનાં કારણ ઇન્દ્રિયજય[1], મનોનિગ્રહ[2], અને વાસનાક્ષય[3]નું સેવન થવાની સાથે પ્રાણસિદ્ધિ કે જેનું બીજું નામ વીર્યોલ્લાસની વૃદ્ધિ છે, તેનો પણ લાભ મળે છે.

સ્થાન, મૌન અને ધ્યાન વડે થતો કાયાનો ઉત્સર્ગ અનુક્રમે દેહ, વાણી અને મન ઉપર પ્રભુત્વ અપાવે છે. દેહ, વાણી અને મન ઉપર પ્રભુત્વ પ્રાપ્ત થવાથી પ્રાણશક્તિઓનો સંચય થાય છે. પ્રાણશક્તિઓના આ સંચયનું બીજું નામ સંયમ છે. એ સંયમ સર્વ પ્રકારની સિદ્ધિઓનું બીજ છે.

યોગદર્શનમાં ધ્યાન. ધારણા અને સમાધિ એક જ વિષય ઉપર થાય છે, ત્યારે તેને સંયમ કહેવામાં આવે છે. કાયોત્સર્ગ વડે થતો સંયમ એ યોગદર્શનમાન્ય સંયમથી પણ અધિક છે. કાયોત્સર્ગમાં ધ્યાન, ધારણા, સમાધિ ઉપરાંત કાયાનું સ્થૈર્ય, વાણીનું મૌન પણ અભિપ્રેત છે.

જો કે યોગદર્શન પણ ધારણા, ધ્યાન, સમાધિરૂપ સંયમના અધિકારી તેમને જ ગણે છે, કે જેમણે યોગના પ્રથમ અંગો યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર આદિને સિદ્ધ કરેલાં હોય, તો પણ તેમાં અનેક

પ્રકારની તરતમતાઓ રહેલી છે, કાયોત્સર્ગમાં યોગના બધા અંગોનું સેવન અનિવાર્યપણે થતું હોવાથી તે સંપૂર્ણ યોગક્રિયારૂપ છે. મનઃસંયમ ઉપરાંત ઇન્દ્રિયસંયમરૂપ પ્રત્યાહાર, આસનજય અને પ્રાણજયરૂપ આસન અને પ્રાણાયામ તથા કાયાના સંયમ વડે યમ-નિયમનું સંપૂર્ણપણે પાલન થાય છે. તેથી કાયોત્સર્ગ એ યોગ, ધ્યાન અને સમાધિનું પરમ સાધન છે. શાસ્ત્રોમાં તેને સર્વ પ્રકારનાં બાહ્ય-અભ્યંતર તપોમાં ઉચ્ચ સ્થાન અપાયેલું છે.

(૬) આત્મનિરીક્ષણ.

(૭) શ્વાસોશ્વાસનું નિયમન.

(૮) અતિચારાદિ દોષોનું નિરસન.

(૯) શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા, અને અનુપ્રેક્ષાની વૃદ્ધિ.

(૧૦) ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થૈર્યની સિદ્ધિ.

(૧૧) બહિરાત્મભાવનો ત્યાગ.

(૧૨) અંતરાત્મભાવની પ્રાપ્તિ.

(૧૩) યમનિયમાદિ યોગના અંગોની સાધના.

(૧૪) સ્થાનાદિ યોગોની સાધના.

(૧૫) પ્રણિધાનાદિ આશયોની સાધના.

(૧૬) બાહ્ય અભ્યંતર તપની સાધના.



## શ્રી અરિહંતાદિ નવપદ અને તેની સાધના.

અરિહંત સિદ્ધ વંદો, આચારજ ઉવજ્ઝાય,
મુનિ દરિસણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવપદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવિનાં, ભવકોટિ દુઃખ જાય. ૧

શ્રી જૈનશાસનમાં શ્રી સિદ્ધચક્રજી-નવપદજીની આરાધના સુપ્રસિદ્ધ છે. મોટામાં મોટા શહેરથી માંડી નાનામાં નાના ગામડા સુધી જૈન કુલમાં જન્મેલો ભાગ્યે જ એવો કોઈ આત્મા હશે, કે જે સિદ્ધચક્ર-નવપદજીનું નામ ન જાણતો હોય. આ સિદ્ધચક્રની આરાધનામાં મુખ્ય આરાધના શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ-એ નવ પદોની છે. તેથી તે શ્રી નવપદજીના નામથી પણ એટલાં જ પ્રસિદ્ધ છે, કારણ કે— શ્રી સિદ્ધચક્રમાં સૌથી મુખ્ય અને પ્રથમ જો કોઈ મૂકેલું હોય તો આ શ્રી નવ પદોનું છે. શાશ્વતી ઓળીના દિવસોમાં એ નવ પદોને અવલંબીને નવ દિવસ સુધી રોજ આયંબિલપૂર્વક એક એક પદની

આવે છે. શ્રી સિદ્ધચક્રમાં બીજું જે કાંઇ છે, તે પણ પ્રથમ માંડલાના વિસ્તારરૂપે છે. ધર્મનું તમામ સારભૂત સત્વ અને તત્વ શ્રી સિદ્ધચક્રમાં સંગ્રહીત થયેલું છે. એથી એની આરાધના દ્વારા સમગ્ર ધર્મની આરાધના સુલભ બની જાય છે.

દુર્લભ મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને જીવનમાં વિશુદ્ધ ભાવે શ્રી સિદ્ધચક્રજીની આરાધના કરી લેવી એ વિવેકી આત્માઓનું એક શ્રેષ્ઠ કર્ત્તવ્ય છે. શ્રી સિદ્ધચક્રજીના આલંબન દ્વારા આત્મવિકાસના માર્ગમાં આત્મા દિન-પ્રતિદિન પોતાની પ્રગતિ કેવી રીતે અધિકાધિક સાધતો રહે છે, તે જાણવા માટે અહીં શ્રી સિદ્ધચક્રજીની વિશેષતા સંબંધી થોડી ઉપયોગી હકીકત જોઇએ.

દાન, શીલ, તપ અને ભાવરૂપ ધર્મના ચાર પ્રકારોમાં ભાવ એ પ્રધાન સ્થાને છે. દાનાદિ બીજી ક્રિયાઓ પણ ભાવશુદ્ધિ હોય તો જ સફળ બને છે. આ ભાવ એ મનનો વિષય છે અને પ્રાથમિક અવસ્થામાં મન અતિ ચંચળ હોય છે. તે આલંબન વિના કોઇ રીતે સ્થિર રહી શકતું નથી.

જ્યાં સુધી જીવ ઉપર પ્રમાદનું જોર છે, ત્યાં સુધી તે પ્રમાદને હઠાવવા માટે સાલંબન અનુષ્ઠાનના આચરણ સિવાય બીજો કોઇ ઉપાય જ્ઞાનીપુરુષોએ જોયો નથી. ધર્મકાર્યમાં ઉત્સાહ ન થવા દેવો, એ પ્રમાદનું સ્વરૂપ છે. તત્વથી આ પ્રમાદ જ આત્માનો કટ્ટર શત્રુ છે. તે નામથી એક હોવા છતાં કાર્યથી અનેક પ્રકારે પરિણમી જીવને ધર્મમાર્ગમાં પ્રગતિ કરવા દેતો નથી. બહુરૂપવાળા આ પ્રમાદના મર્મ-

સ્થાનને ભેદી, તેને જડમૂળથી ઉખેડી નાખવા માટે અનુભવસિદ્ધ જ્ઞાની પુરુષોએ અસરકારક અનેક ઉપાયો બતાવ્યા છે. એ બધા ઉપાયોનો સુંદર સંગ્રહ એકી સાથે એક જ સ્થાને જો કયાંય જોવા મળતો હોય, તો તે શ્રી નવપદજીની આરાધનામાં જોવા મળે છે.

જો કે મોક્ષની સાથે જોડનાર તમામ ધર્મવ્યાપારો એ યોગ જ છે, તેમ છતાં તે તમામ વ્યાપારોમાં શ્રી નવ પદનું સ્થાન સૌથી મોખરે છે. સાધક એના આલંબનથી જ આત્મકલ્યાણના માર્ગમાં સાચી પ્રગતિ સાધી શકે છે. બીજા પણ તમામ ધર્મવ્યાપારોમાં કોઇ ને કોઇ પ્રકારે નવ પદમાંના કોઈ પદનું સ્થાન રહેલું જ છે.

શ્રી સિદ્ધચક્રની આરાધનાથી આત્મકલ્યાણકારી સાચા સદ્ગુણોનો કેવી રીતે વિકાસ થતો રહે છે અને આત્માના શત્રુભૂત એવા મુખ્ય મુખ્ય દોષોનો કેવી રીતે હ્રાસ થવા માંડે છે, તે બાબતને આત્મનિરીક્ષણ પૂર્વક વારંવાર ખૂબ સૂક્ષ્મ દષ્ટિથી વિચારવી જરૂરી છે જો એ પ્રમાણે થાય, તો દિન-પ્રતિદિન આરાધનામાં વેગ આવ્યા વિના રહે નહિ. શ્રી સિદ્ધચક્ર એ સદ્ગુણોનું સંગ્રહસ્થાન છે સાચો એક પણ સદ્ગુણ એવો નથી, કે જે શ્રી સિદ્ધચક્રમાં ન હોય. આથી શ્રી સિદ્ધચક્રને સદ્ગુણરૂપી રત્નોના રત્નાકરની ઉપમા આપવામાં આવી છે, તેની સાચી આરાધના કરનારને ગુણ રત્નનું દારિદ્ર કદી પણ હોતું નથી.

શ્રી નવ પદજીની આરાધનામાં વેગ લાવવા માટે ચાર વસ્તુઓની માહિતી અનિવાર્યરૂપે હોવી જોઈએ. (૧) સાધ્ય, (૨) સાધક, (૩) સાધના અને (૪) તેનું ફળ. એ ચાર વસ્તુઓનું જ્ઞાન આરાધકને ચોક્કસ હોવું જોઈએ. સંક્ષેપમાં સાધ્ય અભીષ્ટ, અબાધિત અને સર્વશ્રેષ્ઠ હોવું જોઈએ. સાધક સદાચાર આદિ ગુણોથી સંપન્ન હોવો જોઇએ. સાધના શબ્દ, અર્થ અને તે બંનેમાં ઉપયોગ સહિત હોવી જોઇએ તથા તેનું પરંપર ફળ ઐકાન્તિક, આત્યન્તિક અને અવિનશ્વર, સુખસ્વરૂપ મોક્ષ હોવું જોઇએ શ્રી નવપદજીની આરાધનામાં અતિ પ્રયોજનભૂત એ ચારેય બાબતોને આપણે અહીં ક્રમસર વિચારીએ.

## સાધ્યશુદ્ધિ.

શ્રી નવપદજીની આરાધનામાં સાધ્ય તરીકે શ્રી અરિહંતાદિ નવ પદો છે, જેથી અહીં પ્રથમ તે સંબંધી વિચારણા કરીએ.

**(૧) શ્રી અરિહંત પદ**—શ્રી અરિહંત પરમાત્માનું સ્થાન શ્રી નવ પદમાં સૌથી પ્રથમ છે. તેમાં મુખ્ય કારણ તો તેઓનું વિશિષ્ટ આત્મદ્રવ્ય છે. વળી બીજા તમામ પદોનું ઉત્પત્તિસ્થાન પણ શ્રી અરિહંત પદ છે. શ્રી અરિહંત પરમાત્મા મોક્ષમાર્ગના આદ્ય પ્રકાશક હોવાથી વિશ્વ ઉપર તેઓનો ઉપકાર મહાન અને અજોડ છે. મોક્ષનો માર્ગ ચર્મચક્ષુને અગોચર હોય છે. કેવળજ્ઞાનરૂપી ચક્ષુ વિના તે સાક્ષાત્ ઈ-જાણી શકાતો નથી. શ્રી અરિહંત પરમાત્માના આત્માઓ

સમગ્ર જગતનું કલ્યાણ કરનારી અને સર્વસત્ત્વહિતકારિણી -એવી ઉત્કૃષ્ટ ભાવના સહિત પૂર્વભવોમાં મોક્ષમાર્ગની એવી સુંદર આરાધના કરે છે, કે જેથી ચરમ ભવમાં તેઓ ત્રણ ત્રણ જ્ઞાન સહિત જન્મે છે અનુક્રમે સકલ ભોગસામગ્રીનો ત્યાગ કરી, વરસીદાન વડે દીન-દુઃખી જનોનો ઉદ્ધાર કરી, અને સહુ સ્વજનવર્ગ પ્રમુખને સંતોષી તેઓ યોગ્ય અવસરે સંયમ સ્વીકારે છે. તે પછી તેઓ અપ્રમત્તભાવે સંયમનું પાલન કરે છે, ઘાતીકર્મો ખપાવે છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે. કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તેઓ સાક્ષાત્ મોક્ષમાર્ગને જ્ઞાનચક્ષુથી જોઇને, તેને અતિશયવાળી વાણી વડે યથાર્થ રૂપમાં જગતના જીવો સમક્ષ પ્રગટ કરે છે. તેઓના બતાવેલ માર્ગે પ્રયાણ કરીને અનેક આત્માઓ પોતાનુ શુદ્ધ પદ પ્રાપ્ત કરે છે અને અજરામર બને છે. વળી ભવિષ્યમાં પણ મોક્ષમાર્ગનો પ્રવાહ અવિચ્છિન્ન ચાલુ રહે, તે માટે શ્રી અરિહંત પરમાત્માઓ તીર્થની સ્થાપના કરે છે. એ તીર્થના આલંબનથી અનેક ભવ્યાત્માઓ મોક્ષપદને પ્રાપ્ત કરે છે.

શ્રી અરિહંતદેવોમાં એક મહત્ત્વપૂર્ણ વિશેષતા એ પણ છે કે-જેમ તેઓ મોક્ષમાર્ગના દર્શક છે, તેમ તેઓ સ્વયં મોક્ષમાર્ગરૂપ પણ છે. તેઓએ દર્શાવેલા માર્ગે ચાલવાથી જેમ મોક્ષ પ્રાપ્ત થાય છે, તેમ તેઓ સ્વયં માર્ગરૂપ હોવાથી તેમનું નામસ્મરણ, દર્શન અને ધ્યાન કરવા દ્વારા કર્મનો ક્ષય થાય છે, આત્મગુણ પ્રગટે છે અને મોક્ષ પ્રાપ્ત થાય છે.

ટૂંકમાં ત્રણેય કાલમાં મોક્ષનો માર્ગ ચાલુ રહે છે,

સ્થાને ગણી શકાય. ઔષધની સાથે જ્યારે પથ્યનું પાલન થાય છે, ત્યારે ઔષધ અનેકગણું અધિક લાભદાયી બને છે, તેથી અહીં હવે પછીના પ્રકરણોમાં ગદ્યમાં અનુપ્રેક્ષા સ્વાધ્યાયને યોગ્ય અનિત્યાદિ બાર ભાવના, મૈત્રી આદિ ચાર ભાવના, કર્મના સ્વરૂપનો વિચાર, ધર્મના સ્વરૂપનો વિચાર, શ્રી નમસ્કાર મહામંત્રનું માહાત્મ્ય, ધ્યાનસાધના આદિ આત્મસ્પર્શી હકીકત સાદી અને સરળ ભાષામાં રજુ કરવામાં આવે છે. થોડો વખત દરરોજ તેનું ચિંતન-મનન કરવામાં આવશે તો આરાધનાના માર્ગમાં આગળ વધવા માટે આત્મામાં ઉત્સાહ જાગૃત કરવા માટે તે એક અનન્ય સાધનરૂપ બનશે.



शुभध्याननीरैरुरुकृत्य शौचं ।
सदाचारदिव्यांशुकैर्भूषितांगाः ॥
बुधाः केचिदर्हंति यं देहगेहे ।
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ १ ॥

અર્થ—કોઇ પંડિત પુરુષો શુભ ધ્યાનરૂપી જલથી પવિત્ર થઈ અને સદાચારરૂપી દિવ્ય વસ્ત્રોથી અંગને અલંકૃત કરી, પોતાના શરીરરૂપ મંદિરમાં જે ભગવંતના સ્વરૂપની પૂજા કરે છે. તે એક જ જિનેન્દ્ર મારી ગતિ થાઓ. ૧

—શ્રી સિદ્ધસેન દિવાકર વિરચિતા
શ્રી વર્ધમાન દ્વાત્રિંશિકા શ્લોક ૨૬

## મોહવિષને શમાવનાર-નિર્મોહતાને પ્રકટાવનાર અનિત્યત્વાદિ બાર ભાવનાઓ.



પાંચ આશ્રવરૂપી મેઘની વૃષ્ટિથી નિરંતર પલ્લવિત, વિવિધ પ્રકારનાં કર્મરૂપી લતાઓના વિસ્તારથી ગહન, મહામોહનાં ઘોર અંધકારથી વ્યાપ્ત, એવા આ ગાઢ સંસારરૂપી વનમાં ભટકતા પ્રાણીઓનાં હિતને માટે પવિત્ર કરુણારસના ભંડાર શ્રી તીર્થંકરદેવોએ ઉપદેશેલી અમૃતરસને વરસાવનારી મનોહર વચનરચનાઓ નિરંતર અમારું રક્ષણ કરતી જયવંત વર્તો!

સુંદર ભાવનાઓ વિના વિદ્વાનોના હૃદયમાં પણ શાંતરસરૂપી અમૃત ઉત્પન્ન થતો નથી. તેમ જ મોહરૂપી સર્પના વિષથી વ્યાપ્ત એવા આ જગતમાં સમતારૂપી અમૃત વિના લેશમાત્ર સુખ નથી.

સંસારભ્રમણનાં ખેદને દૂર કરવા માટે અને આત્માને અનંત સુખની સન્મુખ કરવા માટે, બુદ્ધિમાન પુરુષોએ શુભ ભાવનારૂપી અમૃતરસનું નિરંતર પાન કરવું જોઈએ.

મોહના કારણે નષ્ટ થયેલી સમતાને ઉત્પન્ન કરવા માટે, નિરંતર સુંદર ભાવનાઓ કરવી જોઈએ.

મનુષ્યના ચિત્તની અંદર આર્ત-રૌદ્ર ધ્યાનરૂપી અગ્નિ સતત સળગ્યા કરે છે, તેથી વિવેકનો અંકુર નષ્ટ થાય છે, વિષયલોલુપતા વધે છે, એવા વિવેકહીન અને વિષયલોલુપી ચિત્તની અંદર પણ સમતારૂપી વેલને ઉગાડવા માટે અચિંત્ય સામર્થ્ય ધરાવનાર ૧ અનિત્ય, ૨ અશરણ, ૩ સંસાર, ૪ એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશુચિ, ૭ આશ્રવ, ૮ સંવર, ૯ નિર્જરા, ૧૦ લોકસ્વરૂપ, ૧૧ સ્વાખ્યાત ધર્મ, ૧૨ બોધિ દુર્લભ એ બાર ભાવનાઓ, આ મોહમય જગતમાં મોહનો નાશ માટે સર્વોત્કર્ષપણે વિજયવંત વર્તે છે.

## પ્રથમ અનિત્ય ભાવના.

દુનિયાના સ્થૂલ અને સૂક્ષ્મ પદાર્થો, બાહ્ય અને અભ્યંતર દ્રવ્યો, તથા સર્વ પ્રકારના સંયોગો અનિત્ય છે, એમ વિચારવાથી એ પદાર્થો ઉપરની આસક્તિ છુટી જાય છે. તેથી એ પદાર્થોના વિયોગ વખતે થનારું દુઃખ ટળી જાય છે.

પ્રાણીઓને જે પદાર્થો ઉપર રાગ, આસક્તિ, મૂર્છા થાય છે તે બધા પદાર્થો અફાંડ ક્ષણભંગુર છે, સદાકાળ સ્થાયી નથી, હંમેશા પરિવર્તન પામવાના સ્વભાવવાળા છે. એવા પદાર્થોને સ્થિર માનીને તેનાં ઉપર મમત્વભાવ રાખવો, એ જ સર્વ અનર્થોનું મૂળ છે. માટે સર્વ અનર્થનાં મૂળભૂત મમત્વભાવને ( પરપદાર્થોમાં મારાપણાની બુદ્ધિને ) દૂર કરવા માટે મારાપણા તરીકે માનેલાં પદાર્થોની વિનશ્વરતાનો ક્ષણે ક્ષણે વિચાર કરવો અત્યંત આવશ્યક છે,

આ રીતે વિચાર કરવાથી અનિત્ય અને અસ્થિર પદાર્થો ઉપરનો રાગ ઓછો થાય છે અને ત્યારપછી સ્વાભાવિક રીતે જ આત્મા સત્ય અને સ્થિર સુખ મેળવવા માટે પ્રયત્નશીલ બને છે.

કદી નાશ ન પામે તેવું સ્થિર, અને સત્ય સુખ મુક્તિ સિવાય અન્યત્ર નથી. એ મુક્તિનાં સુખ મેળવવા માટે આત્મા તો જ ઉદ્યમી બને કે જ્યારે અસ્થિર પદાર્થો ઉપર તેની આસક્તિ નાશ પામે. એ જ કારણે જ્ઞાનીઓએ સંસારમાં રહેલી, રાગને ઉત્પન્ન કરનારી સઘળી સામગ્રીનું સ્વરૂપ સમજાવતાં કહ્યું છે કે "ઇષ્ટજનનો સંયોગ, ઋદ્ધિ અને સંપત્તિ, શબ્દાદિ વિષયોથી ઉત્પન્ન થતું સુખ, નિરોગી અવસ્થા, આહાર, સ્નાન, પાન, વસ્ત્રાદિથી પુષ્ટ બનેલું શરીર, યૌવન અને જીવન, એ સઘળું અનિત્ય છે, અકાંડ ભંગુર છે, માત્ર થોડો વખત જ સુંદર રહેનારાં છે." માટે આવા ક્ષણભંગુર પદાર્થો ઉપર સ્નેહ ધારણ કરવો અધિક દુઃખને નોંતરનારો બને છે તેથી તે ત્યાજ્ય છે, અને એક મુક્તિ સુખ જ ઉપાદેય છે.

## બીજી અશરણ ભાવના.

નિરાશ્રય, જનવિરહિત, વનમાં કોઈ બળવાન, ક્ષુધાથી વ્યાપ્ત બનેલો, માંસનો અર્થી એવો સિંહ જેમ કોઈ હરિણનાં બચ્ચાને હણે ત્યારે તે હરિણનાં બચ્ચાને જેમ કોઇ શરણ નથી, તેમ જન્મ, જરા, મરણ, વ્યાધિ, વહાલાનો વિયોગ, અપ્રિયનો સંયોગ, ઇચ્છિતની અપ્રાપ્તિ,

દૌર્ભાગ્ય, દૌર્મનસ્ય, અને મરણાદિથી ઉત્પન્ન થયેલ દુઃખથી હણાયેલ જન્તુને આ સંસારરૂપી ગહન વનમાં કોઈ શરણ નથી. આમ વિચાર કરવાથી પોતે અશરણ છે એવું ભાન થાય છે. સાંસારિક પદાર્થોમાં નિરંતર વિરક્તિ અને અનાસક્તિ પ્રગટે છે. અરિહંતનાં શાસનમાં બતાવેલ ધર્માનુષ્ઠાન પ્રત્યે અતિ આદર પ્રગટે છે.

શરણ રહિત એવા આ સંસારમાં અરિહંતનો ધર્મ જ એક શરણ છે. આશ્રય આપનાર છે, સંસારનાં સઘળાં દુઃખથી સર્વથા છોડાવનાર છે અને કાયમ માટે મુક્તિનાં સુખ આપનાર છે. એથી જ કહ્યું છે કે—

ઉત્પત્તિરૂપ જન્મ, વયોહાનિરૂપ જરા, પ્રાણત્યાગરૂપ મરણ, એના ભયથી પરાભૂત થયેલ, જ્વર, અતિસાર અને હૃદયનો રોગ આદિ વ્યાધિ તથા બીજી પણ શારીરિક માનસિક વેદનાઓ વડે અભિગ્રહિત એવા જનસમૂહને તીર્થંકરોએ પ્રતિપાદન કરેલ અને તેનાં આધારે શ્રી ગણધર દેવોએ રચેલ દ્વાદશાંગ પ્રવચન અને તેમાં કહેલ ધર્મ સિવાય અન્ય કોઇ શરણ નથી, પણ એક ધર્મ જ શરણભૂત છે.

## ત્રીજી સંસાર ભાવના.

અનાદિ સંસારમાં એટલે નરક–તિર્યંચની યોનિયોમાં ...ના મનુષ્ય અને દેવનાં ભવોમાં ચક્રની જેમ પરિભ્રમણ કરતાં પ્રાણીને સર્વ જન્તુઓ સ્વજનો પણ થયેલા છે અને

પરજનો (શત્રુ) પણ થયેલા છે. સંસારમાં સ્વજન કે પર-જનની વ્યવસ્થા છે જ નહિં. કારણ કે નાટકનાં પાત્રની જેમ સંસારરૂપી નાટકમાં માતા થઇને તેની તે જ પાછી અન્ય ભવમાં બ્હેન, ભાર્યા અને પુત્રી પણ થાય છે. બહેન થઇને પાછી અન્ય ભવમાં તે જ ભાર્યા, માતા અને પુત્રી પણ થાય છે. ભાર્યા થઇને પાછી અન્ય ભવમાં તે જ માતા, બહેન અને પુત્રી પણ થાય છે. પુત્રી થઇને અન્ય ભવમાં પાછી તે જ માતા, બહેન, અને ભાર્યા થાય છે. તથા પિતા થઇને ભાઈ, પુત્ર અને પૌત્ર થાય છે. ભાઈ થઇને પિતા, પુત્ર અને પૌત્ર થાય છે. પૌત્ર થઇને પિતા, ભ્રાતા અને પુત્ર થાય છે. પુત્ર થઇને પિતા, ભ્રાતા અને પૌત્ર થાય છે. સ્વામી થઇને દાસ થાય છે. દાસ થઇને સ્વામી થાય છે. શત્રુ થઇને મિત્ર થાય છે. મિત્ર થઇને શત્રુ થાય છે. પુરુષ થઇને સ્ત્રી અને નપુંસક થાય છે. સ્ત્રી થઇને પુરુષ અને નપુંસક થાય છે. નપુંસક થઇને સ્ત્રી અને પુરુષ થાય છે.

એ પ્રમાણે ચોરાસી લાખ જીવોની યોનિઓમાં રાગ, દ્વેષ અને મોહથી અભિભૂત તથા વિષયતૃષ્ણાથી અતૃપ્ત પ્રાણિઓ અન્યોન્ય ભક્ષણ, અભિઘાત, વધ, બન્ધન, અભિયોગ, આક્રોશાદિથી ઉત્પન્ન થનારાં તિવ્ર દુઃખો પ્રાપ્ત કરે છે. અહો, આ સંસાર સુખ-દુઃખાદિ દ્વન્દ્વોથી ભરેલો છે, કષ્ટથી ભરપુર છે. સંસારના વિષય-કષાય અને તેના પરિણામરૂપ ભયથી આ રીતે ઉદ્વિગ્ન થયેલો આત્મા જે રીતેઃ સંસારનો શીઘ્ર વિચ્છેદ થાય તે રીતે ઉદ્યમ કરે છે.

છે કે "સંસારમાં સર્વ પ્રાણીઓ પિતા, માતા, પુત્ર, શત્રુ, આદિ સંબંધોથી અનંત વખત સંબંધિત થયેલા છે.

## ચોથી એકત્વ ભાવના.

હું એકલો જ છું, મારું સ્વ–કે પર કોઈ નથી. એકલો જ હું જન્મ પામું છું. એકલો જ મરું છું. મારા કહેવાતા સ્વજન કે પરજન કોઇપણ વ્યાધિ, જરા, મરણ આદિનાં દુઃખને કે તેના અંશને પણ દૂર કરી શકે તેમ નથી. હું એકલો જ મારાં કરેલાં કર્મનાં ફળને અનુભવું છું. એ રીતે વિચારવાથી કહેવાતા સ્વજન ઉપર સ્નેહરાગનો પ્રતિબંધ અને કહેવાતાં દુશ્મન ઉપર દ્વેષાનુબંધ થતો નથી. તેથી નિઃસંગભાવને પામેલ આત્મા કેવલ મોક્ષને માટે જ પ્રયત્ન કરવા ઉદ્યત થાય છે.

કહ્યું છે કે એકલો જ એટલે અસહાય એવો આત્મા જન્મ–મરણ પામે છે. જન્મતાં અગર મરતાં આત્માને કોઇ પણ સહાયક નથી. વળી મરણ બાદ નરકાદિ ગતિઓને વિષે પોતે કરેલાં કર્મનાં ફલને અનુભવતાં પણ અન્ય કોઈ સહાયક થતું નથી. સંસારરૂપી સમુદ્રના આવર્તમાં ભમતાં દેવ, મનુષ્યની શુભ યોનિઓમાં કે તિર્યંચ–નરકગતિની અશુભ યોનિમાં આત્મા એકલો જ સુખ–દુઃખને અનુભવે છે. તેથી આત્માએ પોતાનું હિત કરવું જોઇએ. અર્થાત્ સંસારમાં સંયમાનુષ્ઠાનરૂપી હિત અથવા સંયમાનુષ્ઠાનથી પ્રાપ્ય મોક્ષરૂપી અત્યંત હિત પ્રાપ્ત કરવા માટે સતત ઉદ્યમ કરવો જોઇએ.

## પાંચમી અન્યત્વ ભાવના.

શરીરથી આત્મા ભિન્ન છે. એમ વિચારવું જોઇએ. શરીર જુદું છે, હું જુદો છું. શરીર ઇંદ્રિયગ્રાહ્ય છે અને અને હું અતીન્દ્રિય છું. શરીર અનિત્ય છે. હું નિત્ય છું. શરીર અજ્ઞ-જડ છે, હું જ્ઞ-ચૈતન્યવાન્ છું. શરીર આદિ અને અન્તવાળું છે. હું આદિ અન્ત વિનાનો છું સંસારમાં પરિભ્રમણ કરતાં મેં લાખો શરીરોને ધારણ કર્યાં છે, પણ હું તે બધાથી જુદો છું. એમ વિચારવાથી શરીરનો પ્રતિબંધ-રાગ ચાલ્યો જાય છે. અને શરીરથી અન્ય હું નિત્ય છું, તેથી આત્મા આત્મકલ્યાણ માટે ઉદ્યમી બને છે. કહ્યું છે કે—માતા, પિતા, પત્ની, પુત્ર આદિ સ્વજનથી હું ભિન્ન છું, ભિન્ન કર્મવાળો છું. દાસદાસી વિગેરે પરિજનથી પણ હું અન્ય જ છું. ધન-ધાન્યાદિ વિભવ અથવા સોનું, રૂપું, વસ્ત્રાલંકારાદિ વૈભવ થકી હું વિભિન્ન છું. સમસ્ત ઉપયોગનાં સાધન-શરીરથી પણ હું અત્યંત ભિન્ન જ છું. આ રીતે જેની બુદ્ધિ નિરંતર વિચાર કરનારી છે, તેને કદી શોક થતો નથી.” માટે અન્યત્વ ભાવનાને નિરંતર વિચારવી જોઇએ. જેથી આત્માથી વિલક્ષણ શરીરાદિ પદાર્થોની મમતા નાશ પામે અને આત્માનાં સાચા સ્વરૂપનું ભાન થાય. આમ થવાથી એક આત્માના જ કલ્યાણ માટેની પ્રવૃત્તિઓમાં મન, વચન, કાયાથી કટિબદ્ધ રહેવાય છે. તથા અશુભાશ્રવને પેદા કરનારી અનેક નિરર્થક પ્રવૃત્તિઓથી વિરામ પમાય છે

તિર્યંગ્ ભાગ, અને ઉર્ધ્વ ભાગ એમ ત્રણ ભાગ છે: નીચેનો ભાગ સાત રાજ પ્રમાણ છે. તિર્યંગ્ ભાગ એક રાજ પ્રમાણ છે, અને ઉર્ધ્વભાગ બ્રહ્મલોકે પાંચ રાજ પ્રમાણ છે, પર્યંતે એક રાજ પ્રમાણ છે. ઉંચાઇ ચૌદરાજ પ્રમાણ છે, આ સર્વ લોકમાં આત્માએ જન્મ, મરણ કર્યા છે, લોકાકાશનો વાળના અગ્ર ભાગ જેટલો પણ એવો પ્રદેશ નથી કે જ્યાં આ જીવે જન્મ-મરણ ન કર્યાં હોય, તથા પરમાણુથી માંડીને અનંતાનંત સ્કંધ પર્યંત દ્રવ્યોનો અનાદિ સંસારમાં પરિભ્રમણ કરતાં આ જીવે ઉપયોગ કર્યો છે. મન, વચન, કાયા, આહાર, ઉચ્છ્વાસ, નિઃશ્વાસ આદિરૂપે સર્વ દ્રવ્યનો ઉપયોગ કરવા છતાં આ જીવ હજી તૃપ્ત થયો નથી એમ વારંવાર ચિંતવવું. એ પ્રમાણે ભાવના ભાવવાથી પૌદ્ગલિક સુખની આસક્તિ નાશ પામે છે અને મોક્ષપ્રાપ્તિની તાલાવેલી જાગે છે.

## અગ્યારમી બોધિદુર્લભ ભાવના.

અનાદિ સંસારમાં, નરકાદિ ગતિઓમાં ભમતાં, વિવિધ દુઃખોથી દુઃખી બનેલા, મિથ્યાદર્શન આદિથી મોહિત મતિ વાલા, જ્ઞાન-દર્શનાવરણ અને અંતરાયના ઉદયથી પરાભવને પામેલા, આ આત્માને સમ્યગ્દર્શનથી વિશુદ્ધ બોધિ—શ્રી જિનેશ્વરદેવોએ પ્રણીત ધર્મની પ્રાપ્તિ અતિશય દુર્લભ છે. કહ્યું છે કે— સૌથી પ્રથમ મનુષ્યજન્મ દુર્લભ છે પછી કર્મભૂમિમાં જન્મ મલવો દુર્લભ છે. કર્મભૂમિ એટલે જ્યાં તીર્થંકરો જન્મ લે છે, ઉપદેશ આપે છે, નિર્વાણ પામે છે

તે. તેવી કર્મભૂમિ, ૫ ભરત, ૫ ઐરવત, અને ૫ મહા-વિદેહ—મળી કુલ ૧૫ છે. મનુષ્યપણું અને કર્મભૂમિ મલવા છતાં માગધાદિ આર્ય દેશની પ્રાપ્તિ દુર્લભ છે. એ ત્રણ મલવા છતાં ઉત્તમ કુલ મલવું દુર્લભ છે. તેનાથી દુર્લભ નીરોગિતા છે તેનાથી દુર્લભ દીર્ઘાયુષ્ય છે તેનાથી દુર્લભ શ્રદ્ધા–ધર્મજિજ્ઞાસા છે. ધર્મ જાણવાની ઇચ્છા થાય તો પણ ધર્મનો ઉપદેશ આપનાર મલવા દુર્લભ છે. ઉપદેશક મલે તો પણ, ગૃહકાર્ય, આલસ, મોહ, અવજ્ઞા, મદ, પ્રમાદ, કૃપણતા, ભય, શોક, અજ્ઞાન, કુતુહલાદિનાં કારણે ધર્મનું શ્રવણ કરવાની તક મલવી દુર્લભ છે. શ્રવણ પર્યંત સઘળી સામગ્રી મળી જાય તો પણ બોધિ અતિદુર્લભ છે. બોધિ એટલે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનો લાભ અને તેનું જ બીજું નામ સમ્યક્ત્વ છે. શંકાદિ દોષ રહિત આ સમ્યક્ત્વ અતિશય દુર્લભ છે.

## બારમી સ્વાખ્યાત ધર્મભાવના.

સમ્યગ્દર્શનરૂપી દ્વારવાળો, પંચ મહાવ્રતરૂપી સાધન-વાળો, દ્વાદશાંગ ઉપદિષ્ટ તત્ત્વવાળો, ગુપ્તિ આદિથી વિશુદ્ધ ચારિત્રવાળો, રાગ–દ્વેષ અને ચાર ગતિમાં ભ્રમણરૂપ સંસારનો નાશ કરનાર, મુક્તિને પમાડનાર, એવો સુંદર ધર્મ અરિહંત ભગવંતોએ કહેલો છે. એમ ચિંતવના કરવાથી ધર્મમાં સ્થિર રહેવાય છે અને અનુષ્ઠાનમાં ઉદ્યમવંત બનાય છે, કહ્યું છે કે— "અતિશય સુંદર એવો આ સુતધર્મ ચારિત્રધર્મ ત્રણ જગતનાં પ્રાણિઓનાં હિતને માટે

તીર્થંકરદેવોએ ઉપદેશેલો છે.” શ્રુત એટલે આગમ અને ચારિત્ર એટલે તેમાં કહેલ ક્ષમાદિ દશ પ્રકારનાં યતિધર્મમાં જે આત્માઓ રક્ત છે તે આત્માઓ સંસારરૂપી સાગરને, સહેલાઈથી ઉત્તરોત્તર સુખ પામતાં પામતાં પારને પામે છે, પામ્યા છે અને પામશે.

એ પ્રમાણે સદ્‌ભાવનાથી સુરભિ હૃદયવાલા, સ્પષ્ટ આત્મતત્ત્વને પામેલા, મોહની નિદ્રા અને મમત્વથી દૂર ગયેલા આત્માઓ ચક્રવર્તિ અને ઇંદ્રના સુખોથી પણ અધિક અનુપમ સુખલક્ષ્મીને શીઘ્ર પામે છે.

આ ભાવના ભાવવાથી દુર્ધ્યાન થતું નથી, રાગ-દ્વેષ ક્ષય પામે છે, અને મોક્ષ નજીક આવે છે. તેથી હે ભવ્યાત્માઓ! જો તમારે એકાંતે હિત સાધવું હોય તો આ ભાવનાઓનો નિરંતર આશ્રય કરો!!! નિરંતર આશ્રય કરો!!! નિરંતર આશ્રય કરો!!!



## ધર્મકલ્પવૃક્ષનું મૂળ

## (મૈત્રી આદિ ચાર ભાવનાઓ.)



मैत्री निखिल-सत्त्वेषु, प्रमोदो गुणशालिषु ।
माध्यस्थमविनीतेषु, करुणा सर्वदेहिषु ॥ १ ॥

धर्मकल्पद्रुमस्यैस्ता, मूलं मैत्र्यादिभावनाः ।
यैर्नज्ञाता न चाभ्यस्ता, स तेषामतिदुर्लभः ॥ २ ॥

અર્થ-સર્વ પ્રાણિઓને વિષે મૈત્રી, ગુણવાનોને વિષે પ્રમોદ, અવિનીતોને વિષે માધ્યસ્થ તથા સર્વ દેહધારીઓને વિષે કરુણા,-આ ચાર મૈત્ર્યાદિ ભાવનાઓ ધર્મકલ્પવૃક્ષનું મૂળ છે. જેઓએ આ ભાવનાઓને જાણી નથી અને તેનો અભ્યાસ કર્યો નથી, તેઓને ધર્મની પ્રાપ્તિ અતિદુર્લભ છે.

### ૧-મૈત્રી ભાવના.

મૈત્રી આદિ આ ચાર ભાવનાઓ જીવમાં ધર્મ પામ્યા પહેલાં વિપરીત રીતે જોડાયેલી હોય છે. ધર્મ પામ્યા પછી તે સ્વ-સ્થાનમાં જોડાયેલી હોય છે. એટલે કે-પહેલાં કેવળ

આ નમસ્કાર મહામંત્ર બધા શાસ્ત્રોમાં મહાશાસ્ત્ર ગણાય છે. ચૌદ પૂર્વનો ઉદ્ધાર છે. ચૌદ પૂર્વધર મહર્ષિઓ પણ જીવનના અંતસમયે શરીરશક્તિ ક્ષીણ થતાં બધા શાસ્ત્રોનો સ્વાધ્યાય કરવા અસમર્થ બને છે, તે વખતે પણ આ મહામંત્રનું શરણ તેઓ છોડતા નથી. જીવનના અંતિમ શ્વાસ સુધી આ મહામંત્રનું રટણ ચાલુ રાખે છે. કારણ કે આ પ્રભાવક મહામંત્ર તેની આરાધનાના પ્રતાપે ભવાંતરમાં નિયમા ઉર્ધ્વગતિ અપાવે છે.

શ્રી નવકાર એ શબ્દથી નાનો હોવા છતાં અર્થથી અતિ મહાન છે. તેનું ફળ અનંત છે. તેથી પ્રત્યેક કાર્યની શરૂઆતમાં જ્ઞાનીઓ તેનું સ્મરણ કરવાનું વિધાન કરે છે. જેમકે ઉઠતાં નવકાર, બેસતાં નવકાર, સુતાં નવકાર, જાગતાં નવકાર, પ્રયાણ કરતાં નવકાર, પ્રવેશ કરતાં નવકાર, પચ્ચખાણ પારતાં નવકાર, ભોજન કરતાં, જન્મ કે મરણ વખતે, દુઃખમાં કે સુખમાં, માંદગીમાં કે આરોગ્યમાં, વ્યાખ્યાનના પ્રારંભમાં કે વ્રતના ઉચ્ચારણમાં, નંદી સંભળાવવામાં, સૂત્ર ભણતાં, પક્ખી સૂત્ર બોલતાં કે સામાયિક આદિ ઉચ્ચારતાં, અટવીમાં કે કોઇપણ સંકટ વખતે અથવા તો અનિવાર્ય સંજોગ આવી પડે તો અશુચિ વખતે પણ નવકારના સ્મરણનો નિષેધ કર્યો નથી. કહ્યું છે કે બાલક-બાલિકાના જન્મ વખતે નવકાર ગણવામાં આવે તો જન્મ બાદ બહુ ઋદ્ધિને આપનારો થાય છે અને મૃત્યુ વખતે ગણવામાં આવે તો મરણ બાદ સુગતિને આપનારો થાય છે. આપત્તિ વખતે ગણવામાં આવે તો સેંકડો આપત્તિઓનું ઉલ્લંઘન

# શ્રી નમસ્કાર મહામંત્રનું ધ્યાન

ધારણાનો સારી રીતે અભ્યાસ થયા પછી ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે. ધ્યાન એટલે એકાગ્ર બુદ્ધિ. અર્થાત્ વિજાતીય જ્ઞાનના અંતર રહિત સજાતીય જ્ઞાનની ધારા તે ધ્યાન છે. ધારણામાં જ્ઞાનની ધારા વચ્ચે વચ્ચે વિચ્છેદ પામે છે, જ્યારે ધ્યાનમાં તેવું થતું નથી. અન્યત્ર પણ કહ્યું છે કે-ધારણાના વિષયમાં ચિત્તની વૃત્તિઓના પ્રવાહને તેલની ધારાની જેમ અવિચ્છિન્નપણે ચાલુ રાખવો તે ધ્યાન છે.

ચક્ષુ આદિ ઇન્દ્રિયો પોતાના રૂપ આદિ વિષયો તરફ સ્વભાવથી જ પ્રબળ વેગ વડે ધસ્યા કરે છે. ઇન્દ્રિયોને અનુસરનારું મન પણ રાત-દિવસ વિષય ચિન્તનમાં જ પ્રવૃત્ત રહે છે. તેથી ધ્યાનનો અભ્યાસ કરનારે વિષયો તરફ જતાં મન તથા ઇન્દ્રિયોને વિષયોમાં દોષદર્શનરૂપી વૈરાગ્ય-દૃષ્ટિવડે રોકવાં જોઇએ. વિષયપ્રવણ મનની વિષયપ્રવણતા વિષયોની અસત્યતા, અસારતા અને અપકારકતાનો વિચાર કરવાથી અટકી જાય છે અને મનની સાવધાનતા, દૃઢતા તથા ધીરજદ્વારા ઇન્દ્રિયોની ચપળતા પણ જીતાઈ જાય છે.

પ્રશસ્ત વિષયનાં ધ્યાનનો અભ્યાસ વધવાથી અંતઃકરણની યોગ્યતા વધે છે. જ્ઞાન અને આનંદની વૃદ્ધિ અનુભવાય છે. ઇન્દ્રિયો તથા શરીર સાત્વિક બને છે તથા ધ્યાનાભ્યાસરૂપ પુણ્યના પ્રકર્ષથી બાહ્ય વ્યવહાર પણ અનુકૂળતાવાળો બની જાય છે.

કંટાળ્યા વિના નિયમપૂર્વક અભ્યાસ કરવાથી સમય જતાં જેમ મોટા મોટા ગ્રન્થોનું અધ્યયન કરી શકાય છે, નિત્ય નિયમપૂર્વક ઉંચે ચઢવાથી જેમ મોટા મોટા પર્વતો પાર કરી શકાય છે, નિત્ય ઉત્સાહપૂર્વક ચાલ્યા કરવાથી જેમ પૃથ્વીને પ્રદક્ષિણા આપી શકાય છે, તેમ દૃઢ નિશ્ચયપૂર્વક ઉદ્વેગ પામ્યા વિના નિયમિત ધ્યાનાભ્યાસ ચાલુ રાખવાથી કાળે કરીને અનેક વિષયાકારે પરિણમવાના મનના સ્વભાવને પલટાવીને એક જ ધ્યેયના આકારે સ્થિર રાખી શકાય છે.

મનને ચિરકાલથી અનેક વિષયોના આકારમાં પરિણમવાની ટેવ પડેલી છે. તેને એક જ ધ્યેયાકારે સ્થિર કરવાનું કામ અતિ કઠિન છે, તો પણ દૃઢ પ્રયત્નથી જેમ અન્ય મોટાં કાર્યો સુલભ થાય છે, તેમ આ કાર્ય પણ સુકર બને છે. ધ્યાનાભ્યાસીએ ધ્યાનાભ્યાસથી લેશ પણ કંટાળ્યા વિના નિત્ય નવા નવા ઉત્સાહથી ધ્યાનાભ્યાસરૂપ કાર્ય ચાલુ રાખવું જોઇએ. ધ્યાનાભ્યાસી જો યોગ્ય પ્રયત્નપૂર્વક પોતાના મનને શુદ્ધ ધ્યેયમાં જોડવા માટે પ્રયત્ન ચાલુ રાખે તો સ્થૂલ અને ચંચલ એવા મનને ધ્યાનના બળથી સૂક્ષ્મ અને એકાગ્ર કરવામાં અવશ્ય સફળ [illegible]

અશુદ્ધ મનને શુદ્ધ કરવાનું અને ચંચલ મનને સ્થિર કરવાનું કાર્ય અતિ દુષ્કર છે, તો પણ પંચપરમેષ્ઠિના ધ્યાનથી અને ભક્તિપૂર્વકના નમસ્કારથી તે સુલભ બને છે. કારણ કે પંચપરમેષ્ઠિ શુદ્ધસ્વરૂપવાળા, સ્થિર અને શાશ્વત છે.

સમુદ્રથી દૂર રહેલા સ્થાનમાંથી મનુષ્ય જેમ જેમ સમુદ્રની સમીપ આવતો જાય છે, તેમ તેમ સમુદ્ર પરથી આવતા પવનની શીતલ લહેરો વડે તેનો તાપ શમતો જાય છે અને આનંદ વધતો રહે છે, તેમ ધ્યાનવડે મનુષ્ય પોતાના બહિર્મુખ મનને જેમ જેમ પરમતત્ત્વની અભિમુખ કરી સમીપ આવતો જાય છે, તેમ તેમ અંતઃકરણમાં અપૂર્વ શાંતિ, સમતા, તૃપ્તિ અને નિર્ભયતાનો આનંદ અનુભવતો જાય છે. અથવા મોટા રાજાની સાથે અનુકૂળ સંબંધથી જોડાયેલા સામાન્ય માણસની પણ બાહ્ય-આંતર સ્થિતિમાં મોટા ફેર પડી જાય છે, તેમ જ્ઞાનાનંદ સ્વભાવવાળા પંચ પરમેષ્ઠિઓ સાથે ધ્યાન વડે એકતાને અનુભવનારો મનુષ્ય પણ પોતાની અંદરની અને બહારની સ્થિતિમાં મોટો ભેદ અનુભવ્યા સિવાય રહેતો નથી. જ્યાં જ્યાં તે સ્થિતિ બદલાતી ન જણાય ત્યાં ત્યાં સમજવું કે પરમેષ્ઠિઓનું ધ્યાન યોગ્ય રીતે કરી શકાયું નથી.

ધારણાકાળે ધ્યેયની પ્રતીતિ ન્યૂન હોય છે અને અહંવૃત્તિની પ્રતીતિ વિશેષ હોય છે, ધ્યાનકાળે ધ્યેયની પ્રતીતિ પ્રબળ બને છે અને અહંવૃત્તિની પ્રતીતિ ઘટી જાય છે.

ચોર આદિના વાસવાળા નગરમાં રહેનારા ધનાઢ્યો

પોતાના ધનને પ્રયત્નપૂર્વક ગોપવી શકે છે, તેમ ધ્યાનાભ્યાસીએ ધ્યાનથી ઉત્પન્ન થતા લોકોત્તર આનંદને અને અનુભવાતી ધ્યાનાનંદની વિલક્ષણ પ્રતીતિઓને પ્રયત્નપૂર્વક ગોપવવી જોઈએ.

ચિત્તની નિર્મળતા કર્યા વિનાનું ધ્યાન કથન માત્ર છે. બગલા અને બીલાડાનું ધ્યાન, ધ્યાન હોવા છતાં દુર્ધ્યાન ગણાય છે, તેથી ધ્યાન કરનાર ધ્યાતાએ પ્રયત્નપૂર્વક પોતાના ચિત્તને નિર્મળ કરવું જોઈએ. કહ્યું છે કે 'જેણે પોતાના શરીર, ઇંદ્રિયો અને કષાયોને જીત્યા નથી તથા રાગ-દ્વેષને દબાવ્યા નથી, તેણે છિદ્રવાળી પખાલમાં પાણી ભરવાની જેમ ધ્યાન કરવાની નિષ્ફળ ચેષ્ટા કરી છે.'

જે મનને વશ કરવાનું કાર્ય મોટા પર્વતને મૂળમાંથી ઉખેડી નાખવા જેવું, અગ્નિનું ભક્ષણ કરવા જેવું, ભૂખ્યા સિંહની સામે થવા જેવું, મહાસાગરને ભુજાઓ વડે તરવા જેવું, પૃથ્વીને બાથ ભરવા જેવું, આકાશમાં નિરાલંબ ઉડવા જેવું, તરવારની ધાર પર ઉઘાડા પગે ચાલવા જેવું, અને પ્રબળ વેગથી વાતા વાયુને રોકવા જેવું અતિદુષ્કર છે, તે કાર્ય પણ પરમાત્મસ્વરૂપને પામેલા પરમેષ્ઠિઓના સતત ધ્યાનથી સિદ્ધ થાય છે. માત્ર તેમાં સતત મંડયા રહેવું જોઈએ. કહ્યું છે કે—

"उत्साहान्निश्चयाद् धैर्यात्, संतोषात् तत्त्वदर्शनात् ।
मुनेर्जनपदत्यागात्, षड्भिर्योगः प्रसिध्यति ॥१॥"

# મનની ચાર અવસ્થા

સામાન્ય રીતે મનની ચાર અવસ્થા ગણાય છે, અનુક્રમે તેનાં નામો (૧) વિક્ષિપ્ત, (૨) યાતાયાત, (૩) શ્લિષ્ટ અને (૪) સુલીન છે. તેનું સંક્ષિપ્ત સ્વરૂપ નીચે પ્રમાણે છેઃ

કોઈપણ પ્રકારના ધ્યેય વિના જ્યાં ત્યાં પરિભ્રમણ કરતું અસ્થિર મન વિક્ષિપ્ત કહેવાય છે. મનની આ વિક્ષિપ્ત અવસ્થાના કારણે ધ્યાનનો જ્યારે પ્રથમ અભ્યાસ કરવામાં આવે છે. ત્યારે મનમાં અનેક પ્રકારના વિક્ષેપો આવ્યા કરે છે. પરંતુ હિંમત રાખીને વચ્ચે આંતરું પાડ્યા સિવાય દરરોજ અમુક નિશ્ચિત કરેલા સમયે દિવસોના દિવસો સુધી ઉત્સાહભેર આદર અને બહુમાનપૂર્વક અભ્યાસ ચાલુ રાખવાથી અંતે મનનું વિક્ષિપ્તપણું ચાલ્યું જાય છે.

આ જાતના નિયમિત અભ્યાસ દ્વારા જ દરેક સાધક પોતાના મનને ઉચ્ચ દશામાં લાવવા સમર્થ બને છે.

વિક્ષિપ્ત દશા ઓળંગ્યા પછી મનની બીજી દશા ‘યાતાયાત’ નામની આવે છે. યાતાયાત એટલે જવું અને આવવું. આ અવસ્થામાં ક્ષણ વાર મન ધ્યેયગત વિષયમાં સ્થિર રહે છે અને વળી પાછું ક્ષણ વાર પછી વિકલ્પોવાળું બને છે.

પ્રથમની વિક્ષિપ્ત દશા કરતાં મનની આ યાતાયાત અવસ્થા સારી છે. કારણ કે આ અવસ્થામાં જેટલી વાર અને જેટલો સમય મન ધ્યેયગત વિષયમાં સ્થિર થયું

હોય છે, તેટલી વાર અને તેટલો સમય તે આનંદ સહિત હોય છે.

વિક્ષિપ્ત અને યાતાયાત આ બે પ્રકારનાં મન પ્રથમ અભ્યાસીને હોય છે અને તે વિકલ્પપૂર્વક બાહ્ય વિષયોને ગ્રહણ કરે છે.

મનની ત્રીજી અવસ્થા 'શ્લિષ્ટ' નામની છે. તે અવસ્થામાં મનની ધ્યેયગત વિષયમાં સ્થિરતા હોવાથી મન સદા આનંદવાળું હોય છે.

મનની ચોથી અવસ્થા 'સુલીન' નામની છે, તે અવસ્થામાં મન ધ્યેયગત વિષયમાં અત્યંત સ્થિર હોય છે અને તેથી પરમાનંદથી યુક્ત હોય છે

શ્લિષ્ટ અને સુલીન આ બંને પ્રકારનું મન માત્ર ચિત્તગત ધ્યેયરૂપે રહેલા વિષયોને ગ્રહણ કરે છે, પરંતુ બાહ્ય વિષયોને ગ્રહણ કરતાં નથી. આ બનેમાં ફરક માત્ર એટલો જ છે કે ત્રીજી અવસ્થા કરતાં ચોથી અવસ્થામાં મન ધ્યેયગત વિષયોમાં અત્યંત નિશ્ચલ થાય છે અને તેથી આનંદ પણ અલૌકિક થાય છે.

નિયમ એવો છે કે મનની ધ્યેયગત વિષયમાં જેટલી અધિક સ્થિરતા હોય છે તેટલો આનંદ પણ અધિક હોય છે.

આ રીતે વારંવાર ધ્યાન કરવાથી નિરાલંબન ધ્યાન પ્રાપ્ત થાય છે. અને ત્યારપછી અંતે સમરસ ભાવની (પરમાત્માની સાથે એકાકારતાની) પ્રાપ્તિ થાય છે.

અશુદ્ધ અવસ્થાનાં દુઃખને અને શુદ્ધ અવસ્થાનાં સુખને ખરેખર જાણતો હોય, તો અશુદ્ધ અવસ્થા ટાળીને શુદ્ધ અવસ્થા મેળવવાનાં ઉપાયમાં પ્રવૃત્તિ કર્યા સિવાય રહી શકે જ નહિ. એ ઉપાયનું નામ જ ક્રિયા છે. તથા શુદ્ધ અને અશુદ્ધ અવસ્થાના સ્વરૂપનું સાચું ભાન તેનું નામ જ જ્ઞાન છે.

આત્માની શક્તિઓનો એક સરખો વિકાસ સાધ્યા વગર કોઇપણ ફળ પ્રાપ્ત કરી શકાય નહિ. એની શક્તિઓ મુખ્ય બે છે. એક ચેતના અને બીજું વીર્ય. એ બન્ને શક્તિઓ પરસ્પર એવી સંકળાયેલી છે કે એકના વિના બીજાનો વિકાસ અધુરો જ રહી જાય છે, જેથી બન્ને શક્તિઓ સાથે જ આવશ્યક છે. ચેતનાનો વિકાસ એટલે જ્ઞાન મેળવવું અને વીર્યનો વિકાસ એટલે જ્ઞાન પ્રમાણે જીવન ઘડવું. તાત્પર્ય એ છે કે જ્ઞાન એ ચેતનાની વિશુદ્ધિ રૂપ છે અને ક્રિયા એ વીર્યની વિશુદ્ધિ રૂપ છે. જ્યારે ચેતના અને વીર્ય એ બન્નેની સંપૂર્ણ વિશુદ્ધિ થાય છે, ત્યારે જ સર્વસંવરરૂપ મોક્ષ થાય છે. એ રીતે જ્ઞાન અને ક્રિયા એ બન્નેના સુમેળથી મોક્ષ થાય છે. તે બન્નેમાંથી એકનો પણ નિષેધ કરનાર મોક્ષનો સાધક થઈ શકતો નથી. જ્ઞાન અને ક્રિયા એ બન્ને જીવનના છેડાઓ છે, તે છુટા છુટા હોય ત્યાં સુધી કાર્યસાધક ન બને પણ એ બન્ને છેડાઓ સાથે ગોઠવાય તો જ ફળસાધક બને.

શાસ્ત્રમાં એ માટે અંધપંગુનું એક પ્રસિદ્ધ દૃષ્ટાંત છે,

એક ગામમાં આગ લાગવાથી ગામના બીજા બધા માણસો તો પોતાનો જીવ બચાવવા માટે ભાગી ગયા પણ એક આંધળો હતો, તે આંખે નહિ દેખવાથી અને એક પાંગળો હતો, તે દેખાવા છતાં પણ પગ નહિ હોવાથી તે બન્ને આગનું સ્થાન છોડી શક્યા નહિ અને આગમાં બળીને ભસ્મીભૂત થઇ ગયા. જો તેઓ પરસ્પર મળી ગયા હોત અને આંધળાએ પાંગળાની આંખની અને પાંગળાએ આંધળાના પગની મદદ લીધી હોત તો બન્ને બચી શક્યા હોત. આ દૃષ્ટાન્તનો ઉપનય એ છે કે ક્રિયા વગરનું જ્ઞાન પાંગળું છે અને જ્ઞાન વિનાની ક્રિયા આંધળી છે. એ બેનો પરસ્પર સંયોગ ન થાય અર્થાત્ બન્ને પરસ્પર સાપેક્ષ ન બને તો બન્નેનો નાશ થાય. અર્થાત્ એકલા ક્રિયાવાન કે એકલા જ્ઞાનવાનનો આ સંસારરૂપી આગમાં નાશ થયા વિના રહે નહિ.

વસ્તુસ્થિતિ આમ હોવા છતાં એકલા જ્ઞાનનો કે એકલી ક્રિયાનો પક્ષપાત જીવને શાથી થાય છે? તેના પણ કારણો છે અને તે એ છે કે શાસ્ત્રોમાં જ્ઞાનનો મહિમા ગાતી વખતે ક્રિયાની તુચ્છતા બતાવી હોય છે અને ક્રિયાનો મહિમા ગાતી વખતે જ્ઞાનની નિઃસારતા વર્ણવી હોય છે. અશુદ્ધ જીવમાં અનાદિની અશુદ્ધતાના કારણે બે દોષો ઘર કરી ગયા હોય છે, એક તો શુભ ક્રિયામાં આળસ અને અશુભ ક્રિયામાં ઉત્સાહ તથા બીજો દોષ આત્મસ્વરૂપનું અજ્ઞાન અને પરસ્વરૂપમાં આત્મસ્વરૂપનો ભ્રમ. આ બે દોષો

જીવમાં એવા જડ ઘાલીને બેઠા હોય છે કે, તે જ્યારે જ્ઞાનનો મહિમા સાંભળે છે, ત્યારે ક્રિયામાં આળસુ બની જાય છે અને જ્યારે ક્રિયાનો મહિમા સાંભળે છે ત્યારે જ્ઞાન પ્રત્યે ઉપેક્ષાભાવવાળો બની જાય છે. જીવનની આવી અશુદ્ધ દશામાં જ્યારે તેને જેવા ઉપદેશનો સંયોગ મળે છે. ત્યારે તે તેવા દોષવાળો બની જાય છે. એવી દશામાં તેની શુદ્ધિ થવી તો દૂર રહી જાય છે, કિન્તુ અનાદિકાળથી લાગેલા એક યા બીજા દોષની અધિક ને અધિક પુષ્ટિ થવાથી વધારે ને વધારે અશુદ્ધ થતો જાય છે. જ્યારે તેને શુદ્ધ ઉપદેશક ગુરુ મળે અને એમાંથી એક પણ દોષ પુષ્ટ ન થઈ જાય. તેવી સાવધાનીપૂર્વક ઉપદેશ આપે, ત્યારે તે જો સચેતન હોય તો જ્ઞાન અને ક્રિયા ઉભયની સાધના કરનારો થાય અને અશુદ્ધિનો નાશ કરી શુદ્ધ દશાને પામી શકે.

જ્ઞાન અને ક્રિયા એ બેના સુમેળથી જ મુક્તિ થાય છે એ વાત સમજવા માટે નીચેના સિદ્ધાંતસારગર્ભિત વાક્યો પણ આત્માર્થી જીવને ખૂબ ઉપયોગી હોવાથી અહીં રજુ કરીએ છીએ.

જેઓ મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે, તે સર્વ મુમુક્ષુઓ પ્રથમ શુદ્ધ વ્યવહારનું આલંબન લઈને પછી નિશ્ચયના આશ્રય વડે પામ્યા છે. શુદ્ધ વ્યવહાર વિના નિશ્ચયની ઉત્પત્તિ હોતી નથી.

વ્યવહાર રત્નત્રયીથી નિશ્ચય રત્નત્રયી પ્રગટ થાય છે. આ રત્નત્રયી ( જ્ઞાન-દર્શન-ચારિત્ર ) વિના કોઈને કોઈપણ

હાથે પોતાના પરમ શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિ થતી નથી, એવો જ્ઞાનિઓનો દૃઢ નિશ્ચય છે.

સંયમઆચરણરૂપ ચારિત્ર એ વ્યવહારરૂપ છે અને સ્વરૂપઆચરણરૂપ ચારિત્ર એ નિશ્ચયરૂપ છે. સંયમ-આચરણ ચારિત્ર વિના કેવળ સ્વરૂપાચરણ ચારિત્રની પ્રાપ્તિ થતી નથી. સ્વરૂપાચરણ ચારિત્ર કેવળ અપ્રમત્તાદિ ગુણ ઠાણેજ હોય છે.

સર્વ નયનો આશ્રય કરનારા મહાત્માઓ એકાંત નિશ્ચયમાં ખેંચાતા નથી, વ્યવહારને તજી દેતા નથી. જ્ઞાનને સર્વોત્કૃષ્ટ માનીને સ્વીકારે છે પણ ક્રિયાનો અનાદર કરતા નથી, ઉત્સર્ગને આદરે છે પણ અપવાદ ભૂલી જતા નથી. ભાવમાં તત્પર રહે છે પણ દ્રવ્યનું નિમિત્તપણું યાદ રાખે છે, એવી રીતે સાપેક્ષપણે અહર્નિશ વર્તન કરે છે.

નિશ્ચયમાં જ લીન થયેલા મહાત્માઓને જે ક્રિયાઓ અતિ પ્રયોજનવાળી નથી, તેજ ક્રિયાઓ વ્યવહારમાં રહેલાને અતિ ગુણકારી છે. પાંચમા અને છઠ્ઠા ગુણઠાણે વ્યવહારની મુખ્યતા છે અને નિશ્ચયની ગૌણતા છે, જ્યારે અપ્રમત્ત આદિ સાતમા ગુણસ્થાનકથી નિશ્ચયની મુખ્યતા છે.

વ્યવહારનયને જાણ્યા કે આદર્યા વિના નિશ્ચયનય આદરવાની ઈચ્છા કરવી એ અનુપયોગી છે. શુદ્ધ વ્યવહારમાં પ્રવીણતા પ્રાપ્ત કર્યા વિના સાચા નિશ્ચયની કદી પણ પ્રાપ્તિ થતી નથી.

હંમેશાં અસદારંભમાં રહેલાઓને વ્યવહાર ક્રિયા ખૂબજ ઉપયોગી છે. વૃત્તિઓમાં રહેલી સ્થૂલ મલિનતાઓને ઉત્તમ વ્યવહારવાળા દાન, દયા, તપ, જપ, વંદન, પૂજન, પ્રતિક્રમણ આદિ ક્રિયાઓથી દૂર કરી શકાય છે, જ્યારે મનમાં રહેલી સૂક્ષ્મ મલિનતાને વિવેકદૃષ્ટિવાળા વિચારથી વિશુદ્ધ કરી શકાય છે.

ક્રિયામાર્ગમાં પ્રવેશ કરનાર મનુષ્યને પોતાના મન, વચન અને કાયાને વ્રત, તપ, જપ આદિ યમ-નિયમોમાં અહર્નિશ પ્રવર્તાવવા પડે છે અને જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરનાર મનુષ્યને ક્રિયામાર્ગમાં દૃઢતા થયા પછી અહોનિશ આત્મોપયોગમાં તત્પર રહેવું પડે છે.

જે ભૂમિકામાં જે ઘટે નહિ તે જીવ કરે તો તે ભૂમિકાનો સ્હેજે ત્યાગ થાય છે.

સિદ્ધાંતમાં જ્યાં નિશ્ચયધર્મનું વર્ણન છે, ત્યાં નિશ્ચયધર્મનો આદર કરવા માટે છે પણ વ્યવહારધર્મના ખંડન માટે નથી, તેમ વ્યવહારધર્મનુ વર્ણન છે ત્યાં વ્યવહારધર્મના આદર માટે છે પણ નિશ્ચયધર્મના ખંડન માટે નથી. વ્યવહાર અને નિશ્ચયની ગૌણતા-મુખ્યતા પ્રત્યેક જીવના અધિકાર પ્રમાણે જાણવી. સાપેક્ષબુદ્ધિએ સર્વ સત્ય છે.

સમાધિયોગ ઉપર ચઢવાની ઇચ્છાવાળા સાધકને બાહ્ય ક્રિયાની જરૂર રહે છે અને યોગરૂપ ગિરિશિખર ઉપર ચઢેલો પુરૂષ કેવળ શમથી શુદ્ધ થાય છે.

ાર અને નિશ્ચય એ બન્ને નયોને ગૌણ-મુખ્ય " મધ્યસ્થ કરતાં વસ્તુનો યથાર્થ બોધ થાય છે. જે વખતે વ્યવહારની મુખ્યતા હોય, તે વખતે નિશ્ચયની ગૌણતા હોય અને જે વખતે નિશ્ચયની મુખ્યતા હોય તે વખતે વ્યવહારની ગૌણતા હોય. આમ બન્ને નયદૃષ્ટિઓમાં જ્યારે જેની જરૂરીયાત હોય ત્યારે તેનો ઉપયોગ બીજી દૃષ્ટિનો તિરસ્કાર ન કરતાં સમભાવની દૃષ્ટિએ કરવામાં આવે તો વસ્તુતત્ત્વનો યથાર્થ અનુભવ થાય છે.

સમ્યગ્જ્ઞાનવાળા, ક્રિયાને વિષે તત્પર, ઉપશમવાળા જ્ઞાનાદિ ગુણોવડે ભાવિતાત્મા. અને જેઓ જિતેન્દ્રિય છે તેઓ પોતે સંસારસમુદ્રથી તરેલા છે અને તેઓ બીજાને પણ તારવાને સમર્થ બને છે.

ક્રિયા રહિત એકલું જ્ઞાન અનર્થક-મોક્ષરૂપ ફળ સાધવાને અસમર્થ છે. માર્ગનો જાણનાર પણ ગમનક્રિયા કર્યા સિવાય ઇચ્છિત નગરે પહોંચી શકતો નથી.

જેમ દીવો પોતે સ્વપ્રકાશરૂપ છે, તો પણ તેલ પૂરવા વિગેરે ક્રિયાની અપેક્ષા રાખે છે, તેમ પૂર્ણજ્ઞાની પણ અવસરે સ્વભાવરૂપ કાર્યને અનુકૂલ ક્રિયાની અપેક્ષા રાખે છે.

'આ ક્રિયા તો બાહ્ય ભાવ છે,' એ રીતે બાહ્ય ક્રિયાના ભાવને આગળ કરીને જેઓ વ્યવહારથી ક્રિયાનો નિષેધ કરે છે, તેઓ મુખમાં કોળીઓ નાખ્યા સિવાય તૃપ્તિને ઇચ્છે છે.

અધિક ગુણવંતોનું બહુમાન, પાપની જુગુપ્સા, અતિચારની આલોચના, વ્રતમાં લાગેલા દોષની ગર્હા, દેવ-ગુરુની ભક્તિ અને ઉત્તરગુણની શ્રદ્ધા તથા લીધેલા નિયમોને હંમેશાં સંભારવા." આ બધા કારણો વડે શુભ ક્રિયા અત્યંત ગુણ કરનારી છે. તેનાથી ઉત્પન્ન થયેલા ભાવનો નાશ થતો નથી અને નહિ ઉત્પન્ન થયેલા ભાવને પણ શુભ ક્રિયા ઉત્પન્ન કરે છે.

ક્ષાયોપશમિક ભાવે વર્તતાં તપ, સંયમ અનુકૂલ જે ક્રિયા કરાય છે, તે ક્રિયાવડે શુભ ભાવથી પડી ગયેલાને પણ તે ભાવની ફરીથી વૃદ્ધિ થાય છે. તે હેતુથી ગુણની વૃદ્ધિ કરવા માટે અથવા ગુણથી પડી ન જવાય તે માટે ક્રિયા કરવી જરૂરી છે. એક સંયમસ્થાન તો માત્ર કેવલજ્ઞાનીને જ સ્થિર રહે છે.

ભવ્ય જીવ વચનાનુષ્ઠાનથી નિર્વિકલ્પ સમાધિરૂપ અસંગ ક્રિયાની યોગ્યતાને પ્રાપ્ત થાય છે અને તે અસંગ ક્રિયા આ જ્ઞાન અને ક્રિયાની અભેદ ભૂમિકા છે. કારણ કે અસંગ ભાવરૂપ ક્રિયા શુભ ઉપયોગ અને શુદ્ધ વીર્યોલ્લાસની સાથે તન્મયતા ધારણ કરે છે. વળી તે સ્વાભાવિક આનંદરૂપ અમૃતરસથી ભીંજાયેલી છે.

પોતાના શુદ્ધ આત્માને મૂકીને કોઇ સ્થળે, કોઈ કાળે કે કોઈપણ પ્રકારે શુદ્ધ નિશ્ચયનય બીજાનો સ્પર્શ કરતો નથી; છતાં વ્યવહારનું આલંબન લઈ નિશ્ચયમાં પહોંચે છે. આમ વ્યવહારના આલંબનને લઇ નિશ્ચય વર્તતો હોવાથી

સુખો પરદ્રવ્યની ઉપાધિથી થનારાં હોવાથી આદિ અને અંતવાળાં છે. પરદ્રવ્યની ઉપાધિ વિના કેવળ આત્મામાંથી ઉપજનારાં આધ્યાત્મિક સુખો છે, તેની આદિ છે પણ અંત નથી.

આજનાં કાળમાં ભૌતિક સુખોને મોટી પ્રતિષ્ઠા પ્રાપ્ત થયેલી છે. ભૌતિક સુખોની સિદ્ધિનું કારણ વિજ્ઞાન મનાય છે. વિજ્ઞાનની વિવિધ શોધોથી ભૌતિક સુખોનાં સાધન વધ્યાં છે અને વધે છે. ઉત્તમ પ્રકારનાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને ઉત્તમ પ્રકારનાં શબ્દ તેમ જ તે બધાની પ્રાપ્તિ એ આજનાં મોટા ભાગના મનુષ્યોનું ધ્યેય હોય છે. એ ધ્યેયની સિદ્ધિ વિજ્ઞાનથી થતી દેખાય છે, તેથી મનુષ્ય તે તરફ ખેંચાતો જાય છે; પરંતુ તેનું આકર્ષણ તેને સુખનાં ખરા માર્ગે લઈ જવાને બદલે ખોટા માર્ગે લઈ જાય છે.

સુખનો ખરો માર્ગ હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય કે પરિગ્રહ નથી, કિન્તુ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે. સુખ એ અપીડા રૂપ છે. બીજાને પીડા આપવાથી અપીડા રૂપ સુખનાં અધિકારી બની શકાતું નથી. હિંસા, અસત્ય વગેરે બીજાને પીડવાનાં માર્ગ છે, તેથી પાપસ્વરૂપ છે. તેનાથી સુખની આશા રાખવી એ નિરર્થક છે. વિજ્ઞાનથી નિપજનારાં ઉત્તમ પ્રકારનાં રૂપ-રસાદિનો ભોગ કે તેની પ્રાપ્તિ પાપ કર્યા વિના થઈ શકતી નથી. પાપનાં માર્ગે સુખની શોધ એ અવળો ધંધો છે. તેથી રૂપ-રસાદિની પ્રાપ્તિ માટે વિજ્ઞાનના માર્ગે આગળ વધનારાં

પાપના માર્ગે જ આગળ વધે છે અને પાપના માર્ગે આગળ વધનારાં સાચા સુખની પ્રાપ્તિ કરી શકે, એ ત્રિકાળમાં અશક્ય છે.

શાસ્ત્રકારોની દૃષ્ટિએ ભૌતિક સુખની સિદ્ધિનો આધાર પણ ધર્મ જ છે અને તે પુણ્યરૂપી ધર્મ છે. આ પુણ્ય રૂપી ધર્મની સિદ્ધિ માટે શાસ્ત્રકારો 'આદ્ય બાલશરીર'નું દૃષ્ટાન્ત આપે છે. યુવાન શરીરનું કારણ જેમ બાલશરીર છે, તેમ બાલશરીરનું કારણ પણ કોઈ હોવું જોઈએ. બાલ-શરીરનું કારણ જો ગર્ભશરીર મનીએ, તો આદ્ય ગર્ભશરીરનું પણ કોઈ મૂળ કારણ હોવું જોઈએ તેનું જ નામ કર્મશરીર છે. શાસ્ત્રકારોની ભાષામાં તેને કાર્મણશરીર કહેવાય છે અને તે શુભાશુભ કર્મના પુંજરૂપ છે શુભ શરીરનું આદ્ય કારણ પુણ્યકર્મ છે. અશુભ શરીરનું પ્રથમ કારણ-મૂળ કારણ પાપકર્મ છે. એકને ધર્મ કહેવાય છે અને બીજાને અધર્મ કહેવાય છે. એ રીતે ભૌતિક શુભ શરીર એ ભૌતિક શુભ ધર્મની ઉપજ છે. જો શરીરની નિપજ કર્મથી છે અને કર્મ સિવાય અન્ય કોઈ વસ્તુથી તે નથી, તો પછી એ શરીરને સારાં-નરસાં સાધનો અને એ શરીરને સુખ-દુઃખનાં શુભાશુભ નિમિત્તની ઉત્પત્તિનું આદિમ કારણ પણ કર્મ જ છે, બીજું કોઈ જ નથી.

જ્યારે સ્થૂલ દૃષ્ટિથી આદ્ય-કારણ-મૂળ કારણ નજરે ચઢતું નથી, ત્યારે સંસર્ગમાં આવતાં અન્ય અન્ય નિમિત્તોને જ તેનાં કારણો તરીકે વર્ણવવામાં આવે છે, પરંતુ શરીર,

શરીરનાં સંબંધીઓ અને શરીરનાં સુખ-દુઃખનાં બાહ્ય હેતુઓનાં મૂળમાં શુભ-અશુભ કર્મ છે. તેને જ શાસ્ત્રકારો ધર્મ અને અધર્મનાં નામથી સંબોધે છે. આ રીતે સારાય જગતમાં, સચરાચર જીવસૃષ્ટિમાં, વિશ્વનાં પ્રાણીમાત્રની વિવિધ અવસ્થાઓમાં આદ્ય અને પ્રથમ શુભ પ્રેરક હેતુ જો કોઈ હોય, તો તે ધર્મ જ છે; અને તે ધર્મના પ્રભાવે જ સઘળી ઇષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ છે. શાસ્ત્રકારોની દૃષ્ટિએ ઉત્તમ પ્રકારનાં રૂપ, રસ, ગંધ. સ્પર્શ અને શબ્દ, તે બધાંની ઉત્પત્તિ પ્રાપ્તિ અને વૃદ્ધિ આદિનો મૂળ આધાર પુણ્યકર્મરૂપી ધર્મ જ છે.

વિજ્ઞાનની શોધો અને તેથી પ્રાપ્ત થતાં શબ્દ-રૂપાદિ પુદ્ગલોનાં પણ ભૌતિક સુખોની સિદ્ધિનો આદિમ આધાર પણ ધર્મ જ છે. પરંતુ તે ધર્મ સ્થૂલ દૃષ્ટિએ અગોચર છે. ધર્મને સાક્ષાત્ જોવા અને જાણવા માટે જ્ઞાનચક્ષુ વિરલ વ્યક્તિઓને જ પ્રાપ્ત થાય છે. ધર્મ એ સુખનાં કારણનું કારણ છે, કારણને સૂક્ષ્મ દૃષ્ટિ જોઈ શકે છે. કારણનાં કારણને જોવા માટે સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ ચક્ષુની જરૂર પડે છે. તે બધાને સુલભ નથી. તે ચક્ષુની પ્રાપ્તિ માટે તત્ત્વની ખરી જિજ્ઞાસા હોવી જોઈએ તત્ત્વજિજ્ઞાસુ શાસ્ત્રાભ્યાસ વડે તે ચક્ષુને પ્રાપ્ત કરી શકે છે. શાસ્ત્ર એ સર્વજ્ઞ વચનરૂપ છે. ધર્મને પ્રત્યક્ષ કરવામાં સહાયક બીજું ચક્ષુ એ કેવળ-જ્ઞાનરૂપી ચક્ષુ છે. કેવળજ્ઞાનરૂપી ચક્ષુ અને શ્રુતજ્ઞાનરૂપી ચક્ષુ વડે કારણના કારણને જાણી શકાય છે, દેખી શકાય છે. શાસ્ત્રચક્ષુ કહે છે કે-વિજ્ઞાન અને તેની શોધોથી મળતાં

શબ્દાદિ વિષયોનાં સુખો, એ પાપવૃદ્ધિનાં હેતુભૂત હોવાથી, પાપાનુબંધી પુણ્યરૂપ (જેનો ભોગવટો નવાં પાપ બંધાવે, તે પાપાનુબંધી પુણ્ય) ધર્મનું ફળ હોવાથી ત્યાજ્ય છે.

જે ભૌતિક સુખોની ઉત્પત્તિમાં પાપ નથી, રક્ષણમાં ક્લેશ નથી, વર્તમાનમાં દુઃખ નથી, ભવિષ્યમાં દુર્ગતિ નથી, અનાયાસે જે સિદ્ધ થાય છે, અનીતિપૂર્વકનાં ભોગોમાં જેનો દુર્વ્યય નથી તથા ધર્મોન્નતિ અને ધર્મવૃદ્ધિમાં જ જેનો સદુપયોગ છે, એવાં સુખોની પ્રાપ્તિ પુણ્યાનુબંધી પુણ્યરૂપી ધર્મનાં સંબંધથી છે. તે ઉત્તરોત્તર શુભ ગતિની પ્રાપ્તિમાં નિમિત્તભૂત બનીને જીવને અંતે અપવર્ગના અવ્યાબાધ સુખોની પ્રાપ્તિ કરાવે છે. તેનું જ નામ નિઃશ્રેયસ છે. નિઃશ્રેયસનાં સુખ એ નિરુપાધિક છે અર્થાત્ પરદ્રવ્યનાં સંયોગ વિના જ થાય છે. એ સુખોનો આધાર કેવળ આત્મા જ છે. આત્માના સ્વરૂપમાંથી ઉત્પન્ન થતાં સુખો એ જ પરમાર્થ સુખો છે તેની પ્રાપ્તિનો આધાર નિર્જરાલક્ષી ધર્મ છે. એ રીતે શુભાશુભ કર્મના ક્ષયથી મળતાં અવ્યાબાધ સુખો એ નિર્જરા અથવા અનાશ્રવરૂપ ધર્મની પેદાશ છે. અધર્મથી નિપજતાં દુઃખને દૂર કરવાનો ઉપાય સર્વજ્ઞોક્ત ઉભય પ્રકારનો શુભાશ્રવરૂપ કે અનાશ્રવરૂપ નિર્જરાલક્ષી ધર્મ છે.



બહાર આવવા માટે જેમ નિર્મળ મૂળની અપેક્ષા છે, તેમ ઔદાર્ય–દાક્ષિણ્યાદિ ગુણોને બહાર આવવા માટે તેના વૃક્ષની કે તે વૃક્ષના અખંડિત મૂળની આવશ્યકતા છે; અને તે મૂળનું જ નામ નિર્મળ ધર્મ છે.

આત્મામાં રહેલો તે ધર્મ વર્તમાનકાળે ઉદારતાદિ ગુણોરૂપી અંકુરાદિ દ્વારા પ્રગટ થાય છે અને આગામી કાળે સુર-નરની સંપત્તિરૂપી પુષ્પો અને સિદ્ધિના અનંતા સુખો રૂપી ફળો રૂપે પ્રગટ થાય છે. જે આત્મામાં ઉદારતાદિ ગુણો હજુ પ્રગટ્યા નથી તે આત્મા બહારથી ધર્મની આરાધના કે સાધના કરતો હોય, તો પણ અંદરથી ધર્મને પામેલો જ છે-એવો નિશ્ચય કરી શકાતો નથી.

ધર્મવૃક્ષનો પ્રથમ અંકુરો ઔદાર્ય છે. દાન નહિ પણ ઔદાર્ય. દાન અને ઔદાર્યમાં ભેદ છે. સામાને જરૂર છે અને અપાય છે–એ દાન છે અને પોતાને–દાતાને દાન કરવાની જરૂર છે અને અપાય છે–એ ઔદાર્ય છે. જે દાન અપાય છે શક્તિ મુજબ, પણ આપવાની ભાવના છે સર્વસ્વની, તે દાન ઔદાર્ય ગુણથી ભરપૂર છે. જે દાન શક્તિ મુજબ પણ અપાતું નથી, એટલું જ નહિ પણ આપવાની પાછળ લેનારની જરૂરીઆતને જ આગળ કરવામાં આવેલી હોય છે, તે દાન ઔદાર્યની ખામીવાળું છે. ઉદાર આત્મા દાન લેનારની જરૂરીઆતને જેટલી અગત્યતા આપે છે, તેથી કેઈ ગુણી અધિક અગત્યતા પોતાને આપવાની માને છે. દાન નહિ દેવાથી સામાનું કાર્ય બગડી જવાનો ભય તેને

તેટલો લાગતો નથી, કે જેટલો ભય દાન નહિ આપવાથી પોતાનું બગડી જવાનો તેને લાગે છે. અગર આપીને કેટલું આપ્યું. તે ગણાવવાની વૃત્તિ કરતાં કેટલું નથી આપ્યું તે ગણાવવાની વૃત્તિ તેના હૃદયમાં સદા રમતી હોય છે, એ ઔદાર્યનું લક્ષણ છે અને એ જાતિનું ઔદાર્ય એ ધર્મ-રૂપી વૃક્ષનો પ્રથમ અંકુર છે ધર્મ આત્મામાં પરિણામ પામ્યો છે કે નહિ ?–તે જાણવાનું એ પ્રથમ લક્ષણ છે :

ધર્મસિદ્ધિનું બીજું લક્ષણ દાક્ષિણ્ય છે કોઈની પણ પ્રેરણા વિના થતું દાન, એ ઔદાર્ય ગણાય છે અને કોઈની પણ પ્રેરણા કે યાચના બાદ થનારૂં કાર્ય, એ દાક્ષિણ્ય છે.

કોઈની પણ માગણીને છતી શક્તિએ નકારતાં સંકોચ થવો, એ દાક્ષિણ્ય છે દાક્ષિણ્ય વિનાનું ઔદાર્ય એ સુવાસ વિનાના પુષ્પ જેવું છે કે સર વિનાના કૂપ જેવું છે. જેમ સુંદર પણ પુષ્પ જો સુવાસ વિનાનું હોય તો તેને કોઈ સેવતું નથી કે જળથી ભરપૂર પણ કૂપ જો સર વિનાનો હોય તો અંતે સુકાઇ જાય છે. તેમ યાચનાનો ભંગ ન કરવા રૂપ દાક્ષિણ્ય સદ્ગુણ જેનામાં પ્રગટેલો નથી, તે આત્મા ઉદાર હોય તો પણ તેની ઉદારતા સદાકાળ ટકતી નથી કે અર્થી આત્માઓને તે સદાકાળ સેવ્ય બનતો નથી.

ધર્મસિદ્ધિનું ત્રીજું લક્ષણ પાપજુગુપ્સા છે. પાપ પ્રત્યે જેને જુગુપ્સા નથી. તેના ઔદાર્ય કે દાક્ષિણ્યનો દુરુપયોગ થવાનો પૂરેપૂરો સંભવ છે. પાપ એ વિષવૃક્ષ

છે અને પુણ્ય એ અમૃતતુલ્ય છે. એ રીતે પાપ-પુણ્યનો ભેદ જેના અંતરમાં થયો નથી, એ આત્માનું ઔદાર્ય અને દાક્ષિણ્ય સ્વપરના ફાયદા માટે થવાને બદલે કેટલીક વાર નુકશાનને માટે થવાનો વધારે સંભવ છે. એ કારણે ધર્મી આત્માના અંતઃકરણમાં ચોથું લક્ષણ નિર્મળ બોધ પણ છે. એથી એ પાપ-પુણ્યનો ભેદ સમજી શકે છે અને પાપનો પરિહાર તથા પુણ્યનો સ્વીકાર કરવાના કાર્યમાં સદા સાવધાન રહી શકે છે. એના પ્રભાવે એનું ઔદાર્ય કે દાક્ષિણ્ય પાપના માર્ગે ઘસડાઇ જતું બચે છે.

ધર્મનું ચોથું લક્ષણ નિર્મળ બોધ છે, તેથી તેના કારણે આત્મામાં સદા પાપની જુગુપ્સા જાગતી રહે છે અને તેનાથી જ પુણ્યની પ્રશંસા પણ તેના આત્મામાં સદા કાળ રમતી હોય છે. વળી તેના જ કારણે તેના ઔદાર્ય-દાક્ષિણ્યાદિ સદ્ગુણો અને તેનો સદુપયોગ પણ વધતો જ રહે છે અને પરિણામે તે આત્મા આ લોકમાં યશ-કીર્તિનો અને પરલોકમાં સદ્ગતિનો ભાગી થઇ શકે છે.



# ધર્મનો પ્રભાવ

દશ પ્રકારના ચારિત્રધર્મના પ્રભાવથી સૂર્ય-ચંદ્ર વિશ્વ ઉપર ઉપકાર કરવા દરરોજ ઉદય પામે છે. વરસાદ સમયસર વરસે છે, સમુદ્ર મર્યાદા છોડતો નથી, સિંહ વાઘ, વાવાઝોડા, દાવાનળ સંહાર કરતા નથી, પૃથ્વી આધાર વિના ટકી રહે છે. એ વગેરે સર્વ નિયમિતપણે વિશ્વમાં વ્યવસ્થિત રીતે ચાલુ રહ્યું છે, તે સર્વ ધર્મનો પ્રભાવ છે. શાસ્ત્રકાર મહર્ષિઓ ધર્મભાવના નામની બારમી ભાવનામાં ધર્મનો પ્રભાવ એ રીતે વર્ણવે છે.

'धम्मदयाणं'-એ પદની ટીકા કરતાં પૂ૦ શ્રી હરિભદ્રસૂરિજી મ૦ લલિત વિસ્તરા નામના ગ્રન્થરત્નમાં ફરમાવે છે કે-

'सामायिकादिगतविशुद्धक्रियाऽभिव्यङ्ग्यसकलसत्त्वहिताशयामृतलक्षणस्वपरिणाम एव साधुधर्मः ।'

અર્થ-'સામાયિકાદિની વિશુદ્ધ ક્રિયાથી અભિવ્યક્ત થતો સકલ પ્રાણીઓના હિતના આશયરૂપ અમૃત લક્ષણ સ્વપરિણામ એ જ સાધુધર્મ છે.'

આને સર્વવિરતિ ચારિત્રધર્મ કહે છે. ધર્મ એટલે જ ચારિત્રધર્મ. એ સાધુધર્મને પ્રાપ્ત કરવાનો પરિણામ એ

તમામ પદાર્થોને નિયમમાં રાખવાની તાકાત છે. એ ભાવ ધર્મને ટકાવવા માટે, પેદા કરવા માટે કે વધારવા માટે જેટલા જેટલા માર્ગો છે, તે બધા પણ કારણમાં કાર્યના ઉપચારથી ધર્મ છે. ભાવધર્મના કારણ રૂપ ધર્મ એ દ્રવ્યધર્મ છે. એક પ્રભુની આજ્ઞાના ભાવપાલન રૂપ છે અને બીજો પ્રભુની આજ્ઞાના દ્રવ્યપાલન સ્વરૂપ છે. ભાવ અને દ્રવ્ય ઉભય પ્રકારે પ્રભુની આજ્ઞાનું પાલન અને તે પાલન ઉપરનું બહુમાન, એને અનુક્રમે બોધિ અને તેનું બીજ કહેવાય છે. એવી બોધિ અને એનું બીજ પ્રાપ્ત કરી, જગતના આત્માઓ ત્રણેય કાળમાં સુખી થાઓ, સુખી થાઓ, સુખી થાઓ,—એ ભાવના નિરંતર કર્ત્તવ્ય છે. એથી ભવવિરાગ અને મોક્ષાભિલાષ દૃઢ થવા સાથે શ્રી જિનેશ્વરદેવના શાસનનો સાચો પ્રભાવ જગતમાં વિસ્તાર પામે છે.



# સામાયિક ધર્મ

રાગ-દ્વેષનાં અભાવરૂપ આત્માનાં મધ્યસ્થ પરિણામ અને તે વખતે થતો જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ગુણોનો આત્માને જે લાભ, તેને શાસ્ત્રકાર ભગવંતો સામાયિક ધર્મ કહે છે.

" समानां मोक्षप्रतिसमानसामर्थ्यानां ज्ञानदर्शनचारित्राणामायः -लाभः समायः, समाय एव सामायिकम् । "

સમ એટલે મોક્ષ પ્રાપ્ત કરવા માટે સમાન સામર્થ્ય-વાળા, આત્માનાં જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ ગુણો, તેનો લાભ એટલે સામાયિક. જે પરિણામને ધારણ કરવાથી આત્મા સમવૃત્તિવાળો બને, રાગ-દ્વેષ રહિત થાય, સર્વ પ્રાણીઓને પોતાનાં આત્માની જેમ જુએ, તે સામાયિકનો પરિણામ છે. સામાયિક એ સર્વ મૂળ ગુણોનાં આધારભૂત છે, સર્વ સાવદ્ય વ્યાપારોનાં ત્યાગરૂપ છે. કહ્યું છે કે—

सामायिकं गुणानामाधारः, खमिव सर्वभावानाम् ।
नहि सामायिकहीनाश्चरणादिगुणान्विता येन ॥१॥

तस्माज्जगाद भगवान्, सामायिकमेव निरुपमोपायम् ।
शारीरमानसानेक-दुःखनाशस्य मोक्षस्य ॥ २ ॥

અર્થ—આકાશ જેમ સર્વ પદાર્થોનો આધાર છે, તેમ સામાયિક સર્વ ગુણોનો આધાર છે. સામાયિકથી રહિત એવા જીવોને ચારિત્રાદિ ગુણો પ્રાપ્ત થઈ શકતા નથી. તે કારણે શારીરિક અને માનસિક અનેક દુઃખોનાં નાશ રૂપ મોક્ષનો નિરુપમ ઉપાય ભગવાને એક સામાયિકને જ કહ્યો છે.

જીવ જ્યારે સમપરિણામવાળો બને છે. ત્યારે પ્રતિ ક્ષણ નવા નવા જ્ઞાન–દર્શન–ચારિત્રનાં પર્યાયોને પામે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રનાં આ પર્યાયો સંકલેશનાં વિચ્છેદક અને નિરુપમ સુખનાં હેતુ છે. તેથી તેને શાસ્ત્રોમાં ચિન્તામણિ, કલ્પતરુ અને કામધેનુથી પણ અધિક પ્રભાવશાળી કહ્યાં છે. અચિન્ત્ય પ્રભાવશાળી આ સામાયિકના પરિણામની પ્રાપ્તિ જીવને સર્વ સાવદ્ય યોગોનો ત્યાગ કરવાથી અને નિરવદ્ય યોગોનું સેવન કરવાથી થાય છે. વસ્તુતઃ સર્વ જીવો સાથે મૈત્રી આદિ પ્રશસ્ત ભાવોને ધારણ કરવાં, એ જ સામાયિક છે. પરંતુ આ ભાવોને જીવનમાં સક્રિય રૂપ આપવા માટે સર્વ સાવદ્ય યોગોનાં ત્યાગની અને નિરવદ્ય યોગોનાં સેવનની પ્રતિજ્ઞા લેવી પડે છે. એ પ્રતિજ્ઞાના ગ્રહણ અને આસેવનને સામાયિક વ્રત કહેવામાં આવે છે. આ સામાયિક વ્રતનું જ બીજું નામ અહિંસાધર્મ છે.

અહિંસાધર્મમાં આત્મૌપમ્યની દૃષ્ટિ છે અને એ જ દૃષ્ટિ સામાયિક વ્રતમાં છે. જીવનમાં અહિંસાનો પરિપૂર્ણ

અમલ કરવા માટે સામાયિક વ્રતની પ્રતિજ્ઞા અનિવાર્ય છે. સામાયિકનો સીધો અર્થ સમતા છે,

आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ।-પોતાને પ્રતિકૂલ વસ્તુઓ બીજાઓ પ્રત્યે ન આચરવી એ ધર્મનો સાર છે. સર્વ જીવો જીવવાને ઇચ્છે છે, કોઇ મરવાને ઇચ્છતું નથી તું પણ જીવવાને ઇચ્છે છે, મરવાને ઇચ્છતો નથી : માટે તારે કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી કે ન કરાવવી-એ તારો ધર્મ છે જેઓને ધર્મની જરૂર છે, તેઓએ જીવનમાં અહિંસાને સ્થાન આપવું જ જોઇએ; અને કોઇપણ જીવની થોડી પણ હિંસા જો પોતાનાં પ્રમાદથી થાય, તો તેને અધર્મનું કારણ માનવું જોઇએ. આવી વિશુદ્ધ અહિંસાને સિદ્ધ કરવા માટે પ્રતિજ્ઞા પણ આકરી જોઇએ અને તેનાં પાલન માટેનાં નિયમો પણ દૃઢ જોઇએ.

અહિંસા એ ધર્મ છે તથા તેની સિદ્ધિ માટે સત્યાદિ વ્રતો અને બ્રહ્મચર્યાદિ નિયમોનો ઉપદેશ ઓછે-વત્તે અંશે સર્વ ધર્મોમાં અપાયેલો છે. સામાયિકની પ્રતિજ્ઞામાં તે ઉપદેશને પૂર્ણતાએ પહોંચાડવામાં આવ્યો છે. કહ્યું છે કે–

" निरवद्यमिदं ज्ञेयं, एकान्तेनैव तत्त्वतः ।
कुशलाशयरूपत्वात्, सर्वयोगविशुद्धितः ॥ १ ॥"

અર્થ—કુશલાશયરૂપ હોવાથી અને સર્વ યોગોની વિશુદ્ધિરૂપ હોવાથી, આ સામાયિકનો પરિણામ તાત્વિક અને એકાન્ત નિરવદ્ય છે.

જેવો વિચાર તેવો જ આચાર અને જેવો આચાર તેવો જ વિચાર-એ તાત્ત્વિક પરિણામ છે. સામાયિકમાં સર્વ જીવો સાથે મૈત્રીભાવ છે અને તેવું જ અહિંસાયુક્ત આચરણ પણ છે, તેથી તે એકાન્ત નિરવદ્ય છે. એ કારણે સામાયિકની પ્રતિજ્ઞા અંગીકાર કરનારથી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ જેવા સૂક્ષ્મ જીવોની હિંસા પણ થઈ શકતી નથી અને તે હિંસાથી બચવા માટે ખાવા, પીવા, બેસવા, ઉઠવા, બોલવા, ચાલવા, સુવા અને જાગવા જેવી ક્રિયા કરતી વખતે પણ ઘણું સંભાળભર્યું જીવન જીવવું પડે છે. એનું જ નામ સક્રિય અહિંસા અને આત્મૌપમ્ય દૃષ્ટિનું સક્રિય પાલન છે.

સામાયિકની પ્રતિજ્ઞાના અર્થથી પ્રરૂપક શ્રી તીર્થંકરદેવો છે અને સૂત્રથી રચના કરનારા શ્રી ગણધર ભગવંતો છે.

સામ, સમ અને સમ્મ-એ ત્રણ સામાયિકનાં પર્યાય શબ્દો છે. સામ એટલે મધુર પરિણામ-સર્વ જીવો સાથે મૈત્રીનાં પરિણામ. સમ એટલે ત્રાજવા જેવા સમાન પરિણામ-સર્વ સંયોગો અને વિયોગો પ્રત્યે સરખા પરિણામ. સમ્મ એટલે ખીર-ખાંડની જેમ પરસ્પર મળી જવાનાં પરિણામ-જ્ઞાન, દર્શન અને ચારિત્રની એકતાનો પરિણામ. ચારિત્રરૂપ ખીરની સાથે જ્ઞાન-દર્શનરૂપી ખાંડ અને સાકરનું એકત્ર મળી જવું, તે સમ્મ પરિણામ છે. ટૂંકમાં સામાયિક એ સર્વ પાપવ્યાપારોનાં ત્યાગની અને નિષ્પાપ વ્યાપારોના ...નની પ્રતિજ્ઞારૂપ છે. તેથી તેમાં સર્વ જીવોની મૈત્રી,

સર્વ સંયોગોમાં માધ્યસ્થ્ય અને સર્વ સદ્‌ગુણોનાં પાલન પ્રત્યેનો ઉત્સાદ વગેરે પ્રશસ્ત અધ્યવસાયો રહેલા છે

સામાયિકનાં મુખ્યત્વે ચાર પ્રકારો છે. શ્રુત સામાયિક, સમ્યક્ત્વ સામાયિક, દેશવિરતિ સામાયિક અને સર્વવિરતિ સામાયિક.

શ્રુત સામાયિક અમુક સમય સુધી શાસ્ત્રપાઠ ભણવાનાં નિયમરૂપ છે. સમ્યક્ત્વ સામાયિક શ્રદ્ધાગુણની શુદ્ધિરૂપ છે. દેશવિરતિ સામાયિક બે ઘડી પ્રમાણ સાવદ્ય વ્યાપારનાં ત્યાગનાં નિયમરૂપ છે. સર્વવિરતિ સામાયિક જીવનપર્યંત નિરવદ્ય વ્યાપારનાં પાલનની પ્રતિજ્ઞારૂપ છે

બીજી રીતે શ્રુત સામાયિક શાસ્ત્રાભ્યાસ વડે થઈ શકે છે. સમ્યક્ત્વ સામાયિક, શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકય આદિ ગુણોનાં આસેવન વડે થઇ શકે છે. દેશવિરતિ સામાયિક સ્થૂલ હિંસા, સ્થૂલ અસત્ય, સ્થૂલ ચોરી વગેરે પાપવ્યાપારોને તજવા વડે થઇ શકે છે. સર્વ-વિરતિ સામાયિક હિંસાદિક પાપપ્રવૃત્તિઓનો સર્વથા ત્યાગ કરવા વડે થઇ શકે છે.

સામાયિકને શ્રાવકનાં બાર વ્રતોમાંનું નવમું વ્રત પણ કહ્યું છે. તેને શિક્ષાવ્રત કહેવાય છે. શિક્ષા એટલે અભ્યાસ-આત્માની નિર્મળતાનો અભ્યાસ, પાપભારથી હલકા થવાનો અભ્યાસ અને જીવ માત્ર પ્રત્યે સમતાભાવ કેળવવાનો અભ્યાસ.

આ વ્રતનો વારંવાર અભ્યાસ થવાથી આત્મા સર્વ-

# સામાયિક અને નમસ્કાર

સામાયિક એટલે સર્વ જીવો આત્મતુલ્ય છે. એ સાધનાનો અભ્યાસ. નવકાર એટલે પોતાનો આત્મા પરમાત્મતુલ્ય છે, એની સાધનાનો અભ્યાસ. જીવનમાં સામાયિક અને સ્મરણ-ધ્યાનમાં નવકાર. સામાયિક એ જીવનમાં જીવવાનો અભ્યાસ છે. સામાયિકરૂપ પ્રત્યક્ષ જીવનનાં અભ્યાસ વડે નવકારથી ફલિત થતા પરોક્ષ મોક્ષસુખની પ્રાપ્તિ થાય છે. એ રીતે 'કરેમિ ભંતે'ના 'ક'કાર અને 'નવકારમંત્ર'નો 'ન'કાર પ્રાપ્ત થવો એ પરમ પુણ્યોદય છે. કરેમિભંતે એ દ્વાદશાંગીનો સંક્ષેપ છે. નવકાર એ દ્વાદશાંગીનો સાર છે. સાર એટલે ફળસંક્ષેપ, એટલે ટૂંકો અર્થ-કાર્યક્રમ. સામાયિકના ટૂંકા અર્થ કાર્યક્રમ વડે-તેની સાચી સાધના વડે શ્રી પરમેષ્ઠિપદની પ્રાપ્તિ થાય છે. શ્રી અરિહંત પ્રથમ પરમેષ્ઠિરૂપ હોવા છતાં શ્રી પંચપરમેષ્ઠિમય છે. અરિહંતના ધ્યાનથી શ્રી પંચપરમેષ્ઠિનું ધ્યાન થાય છે અને શ્રી પંચપરમેષ્ઠિના ધ્યાનથી શ્રી અરિહંતનું ધ્યાન થાય છે. સામાયિક એ પરમેષ્ઠિ થવાની સાધના છે. નવકાર એ સાધનાના પરિણામે મળનારી પદવીનો દ્યોતક છે. વકાર એ નિશ્ચય રત્નત્રયીનું પ્રતીક છે. સામાયિક એ

વ્યવહાર રત્નત્રયીનું પ્રતીક છે. નિશ્ચય એ ફળ છે. વ્યવ
એ સાધન છે.

"નિશ્ચયદૃષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર;
પુણ્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર."

(ઉ. શ્રી યશોવિજયજી મ.

વ્યવહારનું પાલન એ નિશ્ચયનું સાધન છે નિશ્ચ
ધ્યાન વ્યવહારનું વિશોધક છે. નવકારને લક્ષ્યમાં રાખ
સામાયિકનું આચરણ કરનાર નિયમા મુક્તિસુખને પ્રા
કરે છે. સામાયિકનો વ્યવહાર શુભ હોવાથી પુણ્યનો ઉત
દક છે. નવકારનું ધ્યાન લક્ષ્યને ઓળખાવનાર હોવા
વ્યવહારને સુધારનાર છે. 'शिवमस्तु सर्वजगतः' એ સા
યિકનો પરિણામ છે. 'नमो अरिहंताणं' એ નિશ્ચયનું લ
છે. વેદના મહાવાક્યની જેમ એ ચૌદ પૂર્વ અને દ્વ
શાંગીનું મહાવાક્ય છે. વેદ, વેદાંગ, ન્યાય, મીમાંસા, ધર
શાસ્ત્ર અને પુરાણોનું તાત્પર્ય જીવ બ્રહ્મૈક્ય છે દ્વાદશાંગી
રહસ્ય પરમેષ્ઠિ નમસ્કાર અને એ દ્વારા શુદ્ધાત્મસ્વરૂપ
પરિણમન છે.

નમસ્કાર એ અનુમોદન સ્વરૂપ છે. અનુમોદન અ
પ્રમોદ–એ બે પર્યાય શબ્દો છે. 'अनु पश्चात् मोदनं, प्रकर्षे
मोदनं।' 'શુભ જોઈને પહેલાં કે પછી ખુશ થવું–ઉત્કૃષ્ટપ
રાજી થવું, તે અનુમોદન અને પ્રમોદ છે.' નમસ્કાર તેન
સૂચક છે. જો હૃદયમાં અનુમોદના કે પ્રમોદ ન હોય, જે

અને અંતરાયકર્મને જલદીથી ખપાવવાના ઉપાયને પૂછે છે. તે વખતે મુનિ સમવસરણમાં રહેલા ચતુર્મુખ ભગવંતનું ધ્યાન બતાવે છે. કેવળ અંતરાયજ નહીં કિન્તુ સર્વ કર્મ-વૃક્ષોને મૂળથી ઉખેડી નાખવા માટે આ ધ્યાન પ્રચંડ વાયુ સમાન છે, એમ મુનિ દેવપ્રસાદને સમજાવે છે.

મુનિએ દેવપ્રસાદને કહેલી ધ્યાનવિધિ આ રીતે છે.

શુચિ શરીર અને માનસિક પ્રસન્નતાથી યુક્ત ધ્યાતા પવિત્ર સ્થાનમાં—

૧ સુખપૂર્વક પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ બેસે.

૨ સમુચિત પર્યંકાસન વગેરે આસન દ્વારા શરીર સ્થિર કરે.

૩ ધ્યાનમાં ઉપયોગી નહીં એવા મન, વચન અને કાયાના યોગોનો નિરોધ કરે.

૪ નેત્ર નિમીલિત (બંધ) રાખે અથવા નાસાગ્ર દૃષ્ટિ કરે.

૫ ઉચ્છ્વાસ અને નિશ્વાસને મંદ કરે.

૬ પોતે પૂર્વે કરેલી પાપોની ગર્હા કરે.

૭ સર્વ પ્રાણીઓને ખમાવે.

૮ પ્રમાદને દૂર કરે.

૯ શ્રી જિનેશ્વર ભગવંતના ધ્યાન માટે એકાગ્ર ચિત્ત-વાળો થાય.

૧૦ શ્રી ગણધર ભગવંતોનું સ્મરણ કરે.

૧૧ શ્રી સદ્ગુરુઓનું સ્મરણ કરે.

તે પછી આ રીતે ચિંતન કરેઃ—

૧ સમવસરણ માટેની ભૂમિ વાયુકુમાર દેવતાઓ શુદ્ધ કરે છે.

૨ તે ભૂમિને મેઘકુમાર દેવતાઓ ઉત્તમ સુગંધી પાણી વડે સીંચે છે.

૩ તે ભૂમિમાં ઋતુ દેવતાઓ ઢીંચણ સુધી પુષ્પો વરસાવે છે.

૪ વૈમાનિક દેવતાઓ ત્યાં મણિઓનો પહેલો પ્રાકાર (ગઢ) બનાવે છે.

૫ જ્યોતિષ્ક દેવતાઓ સોનાનો બીજો ગઢ બનાવે છે.

૬ ભવનપતિ દેવતાઓ રૂપાનો ત્રીજો ગઢ બનાવે છે.

૭ મધ્યભાગમાં દેવતાઓ અશોકવૃક્ષ, પાદપીઠથી યુક્ત ચાર સિંહાસન, ત્રણ છત્ર વગેરેની રચના કરે છે.

૮ દેવતાઓ સમવસરણમાં તોરણો, વાપીઓ, પતાકાઓ ધર્મધ્વજ વગેરેની રચના કરે છે.

તે પછી દેવાધિદેવ શ્રી જિનેન્દ્ર પરમાત્માનું આ રીતે ધ્યાન કરેઃ—

૧ ભગવંત વ્યંતર દેવતાઓએ રચેલાં સુવર્ણ કમળોની કર્ણિકામાં પગ મૂકતાં મૂકતાં પધારી રહ્યા છે.

૨ દેવતાઓ ભગવંતને ચામર વીંઝી રહ્યા છે. અને 'જય જય' શબ્દની ઘોષણા કરી રહ્યા છે.

૨૩ હિમ, હાર કે ગાયના દૂધ જેવા નિર્મળ.

૨૪ કર્મસમૂહોનો નાશ કરનારા.

આ પ્રમાણે નિશ્ચલ ચિત્તથી ધ્યાન ત્યાં સુધી કરવું કે જ્યાં સુધી પરમાત્મા જાણે સાક્ષાત્ સાથે હોય તેવા ભાસે, તે પછી—

૧ ઘૂંટણ ભૂમિ પર રાખી અત્યંત ભક્તિપૂર્વક નમેલા શીર્ષવડે પરમાત્માના ચરણયુગલનો સ્પર્શ કરવો અને પોતાનો આત્મા પરમાત્માના શરણે છે એમ ભાવવું.

૨ વાસક્ષેપ આદિથી સામે ભાસતા પરમાત્માની ભાવનાથી સર્વાંગ પૂજા કરવી— પોતે વાસક્ષેપ વગેરેથી જાણે પૂજા કરતા હોય, તેમ ભાવવું.

૩ ચૈત્યવંદન કરવું.

બોધિલાભ આદિ માટે પ્રાર્થના કરીને ધ્યાન સમાપ્ત કરવું.

આ રીતે ધ્યાનની પ્રક્રિયા બતાવીને મુનિ દેવપ્રસાદને કહે છે કે—

આ પ્રમાણે નિત્ય ધ્યાનાભ્યાસ કરવાથી એકાગ્ર ચિત્ત-વાળા તે સાધકને—

૧ ભગવંતના રૂપ વગેરે તથા તેમના ગુણોનું અનુભવ-પૂર્ણ જ્ઞાન થાય છે.

૨ સંવેગની વૃદ્ધિ વડે કર્મક્ષય થાય છે.

૩ ક્ષુદ્ર જનો કશું જ બગાડી શકતા નથી.

૪ વચનસિદ્ધિ મળે છે.

૫ રોગો નાશ પામે છે.

૬ ધનને ઉપાર્જન કરવાના ઉપાયો અત્યંત સફળ થાય છે.

૭ સૌભાગ્ય વગેરેની પ્રાપ્તિ થાય છે.

૮ મનુષ્યો અને દેવતાઓનાં ઉત્તમ સુખો તથા મોક્ષનું સુખ અનુક્રમે વિના વિલંબે પ્રાપ્ત થાય છે.

આ રીતે ધ્યાનવિધિ અને તેનાં ફળો બતાવ્યા પછી અંતે દેવપ્રસાદને કહે છે કે—

'હે દેવાનુપ્રિય ! જો કલ્યાણની કામના હોય તો પરમ-ગુરુ પ્રણીત આ ધ્યાનવિધિનો તમે સારી રીતે આદરપૂર્વક અભ્યાસ કરો.

૯ મુનિની દેશના પછી દેવપ્રસાદ જેમાં ધ્યાન એ જ પરમાર્થ છે, એવા શ્રાવકધર્મને સ્વીકારે છે. પ્રસ્તુત ધ્યાનના પ્રકર્ષના પ્રભાવથી દેવપ્રસાદનાં અંતરાય વગેરે કર્મો ક્ષીણ થાય છે. તે રાજાનું બહુમાન પામે છે અને સાથે સાથે ઉત્તમ સમૃદ્ધિને પણ પામે છે. ધ્યાનના પ્રભાવથી બીજી ધર્મારાધનામાં પણ તેનો વિકાસ ઘણો જ થાય છે. તે વધુ ને વધુ ધર્મ આરાધે છે. તેનો વૈરાગ્ય વધે છે, તે દીક્ષા લે છે. અને આરાધના દ્વારા ઉત્તમ સદ્ગતિને પામે છે.*

* આ વિષયમાં વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ જૈન સાહિત્ય વિકાસ મંડળ તરફથી બહાર પડેલ યોગશાસ્ત્ર અષ્ટમ પ્રકાશનું સ• વિવરણ જોવું.

જે બીજભૂત ગણાય છે ત્રણ પદ ચતુર્દશ પૂર્વના,
*'ઉપન્નેઈ વા-વિગમેઈ વા-ધુવેઇ વા' મહાતત્ત્વનાં;
એ દાન સુશ્રુત જ્ઞાનનું દેનાર ત્રણ જગનાથ જે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૫

એ ચૌદ પૂર્વોના રચે છે સૂત્ર સુંદર સાર્થ જે,
તે શિષ્યગણને સ્થાપતા ગણધર પદે જગનાથ જે;
એ લે ખજાનો ગૂઢ માનવજાતના હિત કારણે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૬

જે ધર્મતીર્થંકર ચતુર્વિધ સંઘ સંસ્થાપન કરે,
મહા તીર્થ સમ એ સંઘને સુર અસુર સહુ વંદન કરે;
ને સર્વ પ્રાણીભૂત જીવો સત્ત્વશું કરુણા ધરે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૭

જેને નમે છે ઇંદ્ર વાસુદેવ ને બળભદ્ર સૌ,
જેનાં ચરણને ચક્રવર્તી પૂજતા ભાવે બહુ;
જેણે અનુત્તર વિમાનવાસી દેવના સંશય હર્યા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૮

જે છે પ્રકાશક સૌ પદાર્થો જડ તથા ચૈતન્યના,
જે શુક્લ લેશ્યા તેરમે ગુણસ્થાનકે પરમાતમા;
જે અંત આયુષ્ય કર્મનો કરતા પરમ ઉપકારથી,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૯

લોકાગ્ર ભાગે પહોંચવાને યોગ્ય ક્ષેત્રી જે બને,
ને સિદ્ધનાં સુખ અર્પતી અંતિમ તપસ્યા જે કરે;

* ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય.

જે ચૌદમા ગુણસ્થાનકે સ્થિર પ્રાપ્ત શૈલેશીકરણ,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૦

હવે' બિરેલા દેવનિર્મિત અંતિમ સમવસરણે,
જે શોભતા અરિહંત પરમાત્મા જગત ઘર આંગણે;
જે નામના શુભ સ્મરણથી વિખરાય વાદળ દુઃખનાં,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૧

જે કર્મનો સંયોગ વળગેલો અનાદિ કાળથી,
તેથી થયા જે મુક્ત પૂરણ સર્વથા સદ્‌ભાવથી,
રમમાણ જે નિજ રૂપમાં છે સર્વ જગતનું હિત કરે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૨

જે નાથ ઔદારિક વળી તૈજસ તથા કાર્મણ તણું,
એ શરીરને છોડી અહિં પામ્યા પરમ પદ શાશ્વતું;
જે રાગ દ્વેષ જળે ભર્યા સંસારસાગરને તર્યા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૩

નિર્વિઘ્ન સ્થિર ને અચલ અક્ષય સિદ્ધિગતિના નામનું,
છે સ્થાન અવ્યાબાધ જ્યાંથી નહિ પુનઃ ફરવાપણું;
એ સ્થાનને પામ્યા અનંતા ને વળી જે પામશે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૪

આ સ્તોત્રને પ્રાકૃત ગિરામાં વર્ણવ્યું ભક્તિબળે,
અજ્ઞાત ને પ્રાચીન મહામન કો' મુનીશ્વર બહુશ્રુતે;
પદ પદ મહીં જેના મહામાહાત્મ્યની સેવા કરે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું.

જે 'નમસ્કાર સ્વાધ્યાય'માં
શ્રીચંદ્ર નામથી ગ્રંથ લઈ
શ્રીધી કરાવી અલ્પ શક્તિ
એવા પ્રભુ અરિહંતને પં

જેના ગુણોના સિંધુનાં બિ
પણ એક શ્રદ્ધા દિલ મહીં
જેના સહારે ક્રોડ તરિયા
એવા પ્રભુ અરિહંતને પં

જે નાથ છે ત્રણ ભુવનના
જેના પ્રભાવે વિશ્વમાં
આપે વચન 'શ્રી ચંદ્ર' જ
એવા પ્રભુ અરિહંતને પ

નોંધઃ—પરમાત્માની સ્ત
કોઈ સમજી શકે તેવી રીતે
વંદનાવલીના ૪૮ કાવ્યો રજુ
વન્દનાવલીના નિત્ય નિયમિત
હંતદેવના સદ્‌ભૂત ગુણોને
આત્મસાત્ કરવાની શક્તિ પ્રા
તેમાં રહેલી છે. તેનાથી અં
અને સ્થિરતાની પ્રાપ્તિ થત
આગળ વધી કલ્યાણમાર્ગમાં

✻ શિવમસ્તુ

## ચિર સુખદાયિની શ્રી અરિહંત ભક્તિ

जह बहुकालं धन्ने पुक्खलमवट्टमेहजलवुट्टी ।
तह जिणभत्ती इक्का जीवं सुचिरं सुहे देह ॥

જેમ પુષ્કલાવર્ત મેઘની જલવૃષ્ટિ ઘણા કાળ સુધી ધાન્યને આપે છે, તેમ એકજ અરિહંત ભક્તિ જીવોને ઘણા લાબા કાળ સુધી સુખોને આપે છે

પૂ. આ. શ્રી મુનિસુંદરસૂરિજી મ.

* * * * *

## શ્રી અરિહંત ભક્તિનું સામર્થ્ય

एगावि सा समत्था, जिणभत्ती दुग्गइं निवारेउं ।
दुलहाइं लहावेउं, आसिद्धिपरंपरसुहाइं ॥

એકલી શ્રી અરિહંત પરમાત્માની ભક્તિ પણ દુર્ગતિનું નિવારણ કરી દેવા સમર્થ છે અને જ્યા સુધી મુક્તિ ન થાય ત્યા સુધી અન્ય પ્રાણિઓને અતિશય દુર્લભ એવા સુખોની પરંપરાને તે અપાવે છે